જનજાગૃતિના અગ્રદૂત

શ્રી નારાયણજી રામજીભાઇ લીંબાણીનો

# સંદેશો



-✻ લેખક અને પ્રકાશક ✻-

શિવગણ કાનજી વેલાણી

વેલાણી હોસ્પિટલ, ભુજ-કચ્છ. ૩૭૦૦૦૧

જનજાગૃતિના અગ્રદૂત
શ્રી નારાયણજી રામજીભાઇ લીંબાણીનો

# સંદેશો





-✱ લેખક અને પ્રકાશક ✱-
શિવગણ કાનજી વેલાણી
વેલાણી હોસ્પિટલ, ભુજ-કચ્છ. ૩૭૦૦૦૧

જનજાગૃતિના અગ્રદૂત
શ્રી નારાયણજી રામજીભાઇ લીંબાણીના

# સંદેશો

-✱ લેખક અને પ્રકાશક ✱-

શિવગણ કાનજી વેલાણી
ભુજ–કચ્છ. ૩૭૦૦૦૧

# સંદેશો

પ્રથમ આવૃત્તિ

પ્રત : ૫૦૦૦
કિંમત : રૂા. ૬-૦૦

પ્રકાશક :

શિવગણ કાનજી વેલાણી
C/o, વેલાણી હોસ્પિટલ
ભુજ-કચ્છ. પીન ૩૭૦૦૦૧

મુદ્રક : ડાયલ પ્રિન્ટરી, ભુજ-કચ્છ.

પ્રાપ્તી સ્થાન : વેલાણી હોસ્પિટલ
ભુજ-કચ્છ. પીન : ૩૭૦૦૦૧

પ્રકાશન તારીખ :
વિક્રમ સંવત ૨૦૪૪ના કારતક સુદ ૨, શનિવાર તા. ૨૪-૧૦-૧૯૮૭

# ગાયત્રી મંત્ર

ઓ। રૂમ ભુર્ભુવ : સ્વ. : તત્સવિતુર્વરેણ્ય

ભર્ગો દેવસ્ય ધીમહિ !

ધિયો યો ન : પ્રચોદયાત્

(યજુ : અ. ૩૬, મં. ૩)

અર્થ :

હે પ્રભુ ! તું સતચિત આનંદ સ્વરૂપ હો. હે પરમાત્મન દેવ ! હમ તેરે શુધ્ધતમ વરણ કરને યોગ્ય તેજ કો ધારણ કરેં જો ધારણ કિયા હુઆ તેજ હમારી બુધ્ધિઓંકો શ્રેષ્ઠ માર્ગ પર પ્રેરિત કરે.

# અનુક્રમણિકા



realpatidar.com

# પ્રસ્તાવના

આ પુસ્તક આપના હાથમાં મૂકતાં હું ઘણો જ આનંદ અનુભવું છું.

આ પુસ્તકમાં શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આદ્ય-સુધારક ધર્મવીર સ્વ. શ્રી નારાયણજીભાઈ રામજીભાઈ લીંબાણીનો સંદેશો જે તેમના અંતિમ દિવસોમાં આપણી જ્ઞાતિના ભાઈઓ જોગ આપેલ અને ઘેર-ઘેર પહોંચાડવાનું ઈચ્છયું હતું-સમાવવામાં આવ્યો છે.

આ પુસ્તકના પ્રારંભે શ્રી નારાયણજીભાઈની જન્મ શતાબ્દી પ્રસંગે શ્રધ્ધાંજલિ અર્પતો પ્રો. મંગળભાઈ રા. પટેલનો લેખ છાપવામાં આવ્યો છે. "ધરતી" માસીકમાંથી લીધેલો આ લેખ છાપવા પાછળનો ઉદ્દેશ કચ્છી કડવા પાટીદાર સમાજને માહિતગાર કરવાનો છે કે શ્રી નારાયણજી-ભાઈનો સંદેશો ઝીલીને તેમની જન્મ શતાબ્દી ઉજવનાર સર્વ પ્રથમ ઉત્તર ગુજરાતના એ પાટીદાર ભાઈઓ હતા. ધન્ય હો! વૈદિક ધર્મના પુરસ્કર્તા સ્વ. નારાયણજીભાઈને અંજલિ આપનાર એ ઉત્તર ગુજરાતી ભાઈઓને!

આ પુસ્તકમાં અન્યત્ર ધર્મવીર નારાયણજીભાઈ જે ધર્મની સ્થાપના માટે અંતિમ શ્વાસ સુધી પ્રયત્નશીલ રહયા અને પોતાના જ્ઞાતિ બંધુઓ તે ધર્મ તરફ વળે એવું છેવટ સુધી ઈચ્છતા રહયા એટલું જ નહિં ઈશ્વર પાસે પ્રાર્થના પણ કરતા રહયા, આ પ્રાર્થના આ સંદેશો જે આ પુસ્તકનો સાર છે તે છાપેલ છે.

તદુપરાંત શ્રી નારાયણજીભાઈ જે વૈદિક ધર્મની પુન: સ્થાપના માટે કટિબધ્ધ બન્યા હતા તે વૈદિક ધર્મના સિધ્ધાંતોની સાદી ભાષામાં સમજણ આપે તેવાં પ્રકરણો પણ આ પુસ્તકમાં ઉમેરવામાં આવ્યા છે. તેનો હેતુ આ ઉમદા ધર્મ સંદેશ જ્ઞાતિના આબાલ વૃધ્ધ સુધી પહોંચાડવાનો છે.

ઉપસંહાર"માં સ્વ. નારાયણજીભાઈ વૈદિક ધર્મના અનુયાયી આર્યસમાજી હતા એમ સિદ્ધ કર્યું છે પણ જ્યાં સુધી પાઠક આર્યસમાજના પ્રવર્તક મહર્ષિ દયાનંદની વિચારસરણી ન સમજી લે ત્યાં સુધી નારાયણજીભાઈના વિચારો પણ સમજી શકશે નહી. માટે પ્રથમ મહર્ષિ દયાનંદના ગ્રંથોનું વાંચન-મનન કરવા ભલામણ કરૂં છું.

સમસ્ત કડવા પાટીદાર સમાજના સોળ સૂત્રી કાર્યક્રમમાં ખેતી કરનાર માટે ગાય પાળવાનું સૂચન ઘણુ જ મહત્વનું છે પણ ગાય માત્ર પવિત્ર પ્રાણી હોવાના કારણે જ નહિં પણ તેના દુધમાં રહેલા અમુલ્ય ગુણોના કારણે પ્રત્યેક માનવી માટે ઉપકારક છે. એવી સમજણથી ગાય પાળવી જોઈએ આ ગ્રંથમાં ગાય વિષયક લેખ આપેલો છે. તેનું મનન કરવા વિનંતી કરૂં છુ.

તો આવો ભાઈઓ ! આપણે શ્રી નારાયણજીભાઈના વિચારોને ઘેર ઘેર પહોંચાડી જીવનમાં તેને ચરિતાર્થ કરી, તેમની અંતિમ ઈચ્છાને પૂર્ણ કરીએ આમ કરવાથી જ તેમની જન્મ શતાબ્દી ખરેખરા અર્થમાં ઉજવી ગણાશે

**- શીવગણ કાનજી વેલાણી**

# પૂર્વ ભૂમિકા

પ્રિય જ્ઞાતિ ભાઇઓ,

આજે આપણે અસંખ્ય ધાર્મિક પંથોમાં વિભક્ત છીએ અને આપણી શક્તિઓને વેડફી રહયા છીએ. જો આજે આપણે એકજ ધર્મ જે 'સત્ય' હોય તેને માનતા હોત તો આપણી શક્તિઓનો, આપણી તાકાતનો કેટલો વિકાસ થયો હોત એ વિશે કદી વિચાર્યું છે. ? હવે આવું વિચારવાનો સમય પાકી ગયો છે.

આપણી જ્ઞાતિના ધર્મવીર સ્વ. શ્રી નારાણજીભાઇ જ્ઞાતિને જે ધર્મનો રાહ પકડવવા માગતા હતા તે સત્ય ધર્મ 'વૈદિક ધર્મ' જ હતો બીજો કોઈ નહિ.

શ્રી નારાયણભાઈ જ્યારે પોતાના અંતિમ દિવસો વિતાવી રહયા હતા તે વખતે તેમનો સંદેશો ઝીલનાર એક માત્ર તેમના પરમ ભક્ત, વૈદિક ધર્મના પ્રેમી શ્રી વાલજીભાઈ જીવરાજ લીંબાણી માનકૂવાવાળા હાજર હતા શ્રી નારાયણજીભાઈની ભાવના એવી હતી કે આપણી આખી જ્ઞાતિને પવિત્ર એવા 'વૈદિક ધર્મ'ની સાથે જોડી દેવી પણ આ કામ અધુરું રહી જવાથી તેમના મનને અનહદ આઘાત લાગેલ અધુરૂં કાર્ય પૂર્ણ કરવા તેઓશ્રી વાલજીભાઇને પોતાનો 'સંદેશો' આપણી આખી જ્ઞાતિના ઘેર ઘેર પહોંચાડવા માટે આપી ગયા.

શ્રી વાલજીભાઇને પણ પોતાના અલ્પાયુષ્યની જાણ થઈ ગઈ હતી, તેથી સ્વ. શ્રી નારાયણજીભાઇનો તે સંદેશો તેઓએ આપણી આખી જ્ઞાતિના ભણેલ અને બુધ્ધિશાળી ભાઈ બહેનોને માટે પુસ્તકાકારે પ્રગટ કરેલ તે પુસ્તકનું નામ છે. " કર્તવ્ય પંથે.. " આ પુસ્તકમાં તેમણે શ્રી નારાયણજીભાઈનું જીવન અને કાર્ય દર્શાવ્યું છે. તેમાં તેમણે આ સંદેશો છાપ્યો છે. (આ પુસ્તક વાંચી જવા વિનંતિ છે.)

હવે જો એ સંદેશાને આપણે સર્વેજનો ઘણા જ માનપૂર્વક ઝીલી લઈ તેઓના બતાવેલા 'વૈદિક ધર્મ'નો અંગીકાર કરીએ તોજ સ્વ. શ્રી નારાયણજીભાઈની આખા જીવનની તપશ્ચર્યા આપણે સફળ બનાવી ગણાશે.

આપણા એક સનાતની ભાઈએ અમને પૂછ્યું કે, " હાલમાં કચ્છમાં આપણી જ્ઞાતિનાં લગભગ બધા જ ગામોમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનાં જે મંદિરો ઊભાં થઈ ગયાં છે તેની શરૂઆત શું નારાયણજીભાઈએ નથી કરી ?"

અમારો જવાબ હતો 'ના' સ્વ. શ્રી નારાયણજીભાઈએ તો સંવત ૧૯૬૪[ઈ. સ. ૧૯૦૮] વૈદિક ધર્મનો અંગિકાર કરેલ હતો, તેમજ બીજા આપણાં ભાઈ બહેનો વૈદિક ધર્મ અંગિકાર કરવા તૈયાર થતાં હતાં તેને પણ 'વેદવિધિ' મુજબ દેહ શુધ્ધિ કરાવીને 'ફરજિયાત' જનોઈ એ ધારણ કરાવતા હતા. વૈદિક ધર્મી મનુષ્યનાં લક્ષણ છે : તે જનોઈ ધારી હોય એટલે કે જનોઈનું મહત્વ જાણી તે પ્રમાણેનાં કર્તવ્યો કરતો હોય, તે વેદાભ્યાસ અને યજ્ઞ કરતો હોય એટલે કે યજ્ઞની મહત્તા સ્વીકારી સંધ્યોપાસના યોગાભ્યાસ કરતો હોય, તે ગાયને પૂજતો હોય એટલે ગાયની મહત્તા સમજી તેને પાળતો હોય તથા તેનાં જ ઘી–દૂધ ખાતો હોય. સ્વ. નારાયણજી ભાઈએ જનોઈનું મહત્વ જાણી જનોઈ ધારણ કરેલ, યજ્ઞ કરવા અને વેદને સમજવા તેઓ અવાર નવાર આર્ય સમાજમાં જતા અને ગાયનું મહત્વતો તેમના પિતાજીના સમયથી સ્વીકારાયેલું હતું. આમ સ્વ. નારાયણજીભાઈ [illegible]તા, પછી જ્યારે શ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણી [illegible]ર્મનો ત્યાગ કરીને સનાતની બની ગયા ત્યારે તેઓ (શ્રી રતનશીભાઈ) પ્રચાર કરવા લાગ્યા કે 'સનાતન ધર્મમાં ફરજિયાત જનોઈ લેવી પડે એવું કોઈ બંધન નથી, તેથી સનાતન ધર્મ સ્વીકારો જેણે શુધ્ધિ કરાવીને વૈદિક ધર્મ અંગિકાર કરેલ છે તે પણ શુધ્ધિ ફીટાડી ને સનાતન ધર્મ અપનાવો' આવો સગવડિયો પ્રચાર સાંભળીને ઘણા ભાઈઓ સનાતની બની ગયા એટલે શ્રી રતનશીભાઈના પક્ષમાં મોટી સંખ્યાનું જુથ ઉત્પન થઈ ગયું આથી શ્રી નારાયણજીભાઈની ઈચ્છા વિરૂધ્ધ શ્રી રતનશીભાઈએ સંવત ૧૯૮૫ ( ઈ.સ. ૧૯૨૯ ) માં પોતાના ગામ મોટી વિરાણીમાં સર્વ પ્રથમ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર ઊભું કરાવ્યું."

નારાયણ રામજી અને રતનશી ખીમજી

હવે જો સ્વ. નારાયણભાઈ શરૂઆતથી જ સનાતની બની ગયા

[૩]

હોત તો તેઓ તેમના ગામમાં બે જ વરસમાં એટલે કે સંવત ૧૯૬૬ (ઈ. સ. ૧૯૧૦)માં [તેમણે ધર્મ પરિવર્તન કર્યું સંવત ૧૯૬૪ (ઈ. સ. ૧૯૦૮)માં] સર્વ પ્રથમ લક્ષ્મીનારાયણનું મંદિર ઊભું કરાવી શકત, પણ તેમ બન્યું નહિ, કારણ કે શ્રી નારાયણભાઈએ શરૂથી જ વૈદિક ધર્મ અપનાવ્યો હતો અને તેથી તેઓ મૂર્તિપૂજાના સખત વિરોધી હતા.

આના સમર્થનમાં અમે 'ધરતી' માસિકનોલેખ પ્રગટ કરીએ છીએ.

This may not be fully true. Because Narayanbhai was very close to Umiya Mataji Unjha and had always advocated people to connect with Unjha since Umiya Mataji is kuldevi of Kadva Patidars.

Also see Pragatina Panthe [783] - Page 5 (7 of 18)

[૪]

Article published in Dharti Magazine

"ધરતી"

# માસિક ઓગષ્ટ–સપ્ટેમ્બર-૮૩નો લેખ

* કચ્છ પાટીદાર સમાજના ઉદ્ધારક અને ધર્મવીર *

## સ્વ. શ્રી નારાયણજી રામજીભાઈ કોન્ટ્રાકટર

જન્મ : તાઃ ૨૨–૫–૧૮૮૩

### જન્મ શતાબ્દિ પ્રસંગે શ્રદ્ધાંજલિ

– પ્રો. મંગળભાઈ રા. પટેલ
(સમાજ વિદ્યાભવન, ગુજરાત યુનિવર્સિટી.
અમદાવાદ ૩૮૦૦૦૯)

**પૂર્વ વૃતાંત :-**

હિન્દુ ધર્મને નામે ચાલતા, અર્ધદગ્ધ, કબ્રસ્તાની પીરાણા ધર્મની સામે ઉગ્ર લડત આપનાર કચ્છના વીરાણીના નરવીર પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રાકટરને તા. ૨૨–૫–૧૯૮૩ના રોજ સો વરસ પૂરાં થયાં છે. ગુજરાત, કરાંચી, કાઠિયાવાડ, સિંધમાં પથરાયેલા કચ્છી પટેલો આગળ 'પીરાણા સતપંથ'ની પોલ ખોલનાર અને હિન્દુ ધર્મનો સત્ય પ્રકાશ ફેલાવનાર તે મશાલચીને યાદ કરવો તે આપણી ફરજ અને જે સંજોગોમાં તેમણે આ પંથની પોલ ખોલવાની જે હામ ભીડી અને તેમાં વિજયી થયા તે ખરેખર પાટીદાર કોમને અને કચ્છી કડવા પાટીદારોને ગૌરવ અપાવે તેવો રોમાંચક ઇતિહાસ છે.

પીરાણા પંથની સામે લડવામાં નારાયણજી પટેલ અને તેમના સાથીદારોને તે ધર્મના કાકાઓ અને સૈયદો તરફથી ત્રાસ વેઠવો પડયો તેની આપણી નવી પેઢીને ભાગ્યે જ ખબર હશે. નારાયણજીએ આ ધર્મના પુસ્તકોની અનેક હસ્ત પ્રતો અને દસ્તાવેજો મેળવી એક આધારભૂત માહિતી આપતું 'પીરાણા સતપંથની પોલ અને સત્યનો પ્રકાશ' નામનું સુંદર પુસ્તક લખ્યું, તે ખરેખર કચ્છી પટેલોને ગૌરવ લેવા જેવું છે. શ્રી નારાયણજીભાઈના શબ્દોમાં 'ઇમામશાહી પીરોનાં ચમત્કારિક દાસ્તાનોની

ગપોળ કથાઓ અને તેમના ચમત્કારિક બનાવટી પરચાઓ વાળા ધડધડાટ ભર્યા ધતીંગો એકવાર ધ્યાન પૂર્વક વાંચી જવાની ભલામણ કરીએ છીએ. પીરાણા પંથ જમાતો, તેમનાં ખાતાંઓ અને તેમના સેવકો-મુરીદો પાસેથી છૂટું છવાયું સાહિત્ય શોધ કરતાં મહામુશ્કેલીએ મળ્યું છે.... પાણી પેઠે પૈસો વેરી આ સાહિત્ય મેળવી પંથનું પોકળ આપ સૌને ચરણે ધરું છું."

વીસ વર્ષના પરિશ્રમ બાદ કચ્છી પાટીદાર જ્ઞાતિને કપાળે પીરાણા સતપંથનું જમાનાઓથી ચોંટેલુ કાળું કલંક ધોવામાં તેઓ ભારે સફળ થયા. તેમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે લડત આપનાર સૌ કોઈ જ્ઞાતિ બિરાદરોને લાખ લાખ અભિનંદન. અમે આજે પણ તેમને યાદ કરી તેમના પ્રત્યે આદર વ્યકત કરીએ છીએ.

Kunbis were welcomed by King of Kutch

કચ્છ નરેશ મહારાવ શ્રી ભારમલ્લજીએ પોતાના દેશને રસાળ અને સમૃધ્ધ બનાવવા ગુજરાતી કણબીઓને ત્યાં સત્કાર્યા હતા અને જોત જોતામાં ત્યાં કણબીભાઈઓની સખ્યાં પચીસ હજારે પહોંચી હતી ૧૮૩૨માં પીરાણાવાળો પ્રાગજી કાકો કચ્છ આવ્યો. તે બડો પાકો અને પ્રપંચી કાકો હતો. તેમણે બ્રાહ્મણ, ગોર, ભાટ, ચારણો, વહીવચા વગેરેનો કણબીઓ સાથેનો સબંધ સદંતર બંધ કરાવી, મરણ અને લગ્ન વગેરેના બધા હિન્દુ જ્ઞાતિ રિવાજો છોડાવી દઈને કચ્છી કણબીઓને પાકા સતપંથી મૂમના બનાવવાની જબ્બર ખટપટ ચલાવી. ધર્મગુરૂ ઉપર અચળ શ્રધ્ધા રાખનારા કચ્છના ભોળા કણબીઓ તેમની કપટજાળમાં ફસાયા ત્યારથી તેઓ પાકા સતપંથી મૂમના બન્યા. કણબીઓ પાસેથી અનેક લાગાઓ દુવાઓને નામે ઉઘરાવવામાં આવતા. દશોદ અને વિશોદની આવકો પણ તેમણે શરૂ કરી. કચ્છનાં ૮૦ ગામોમાં વસતા પાટીદારો તેના ભોગ બન્યા તેઓ સતપંથના શિકાર બની ગયા. કાકાઓની ચૂંટણીઓ થવા લાગી. કાકાઓ, મુખીઓ અને ગુમાની ગઢેરા અને પાપી પટેલોએ જુલ્મો શરૂ કર્યા અને શ્રી નારાયણજી જેવા યુવાનો મેદાનમાં આવ્યા. અને આ જુલ્મો સામે પ્રતિકાર કરવા માટે સ્વધર્મ વર્ધક અને જ્ઞાતિ હિતચિંતક મંડળ, કચ્છી કડવા પાટીદાર યુવક મંડળ તથા કચ્છી પરિષદ જેવી

સંસ્થાએ સ્થપાઈ અને પીરાણા સતપંથના જુલ્મો સામે તેમજ વટલાવવાની પ્રવૃતિ સામે શ્રી નારાયજી પટેલની આગેવાની નીચે લડત શરૂ થઈ.

## જન્મ-અભ્યાસ-મુંબઈ ગમન :-

શ્રી નારાયણજીનો જન્મ કચ્છ પ્રદેશના નખત્રાણા તાલુકામાં કચ્છી વીરક્ષેત્ર ગામ વીરાણી ખાતે વિક્રમ સંવત : ૧૯૩૯ના વૈશાખ શુદ ૧૫, ને મંગળવાર તા. ૨૨-૫-૧૮૮૩ના રોજ થયો હતો. તેમના પિતાશ્રી પટેલ રામજીભાઇ ભોથાભાઈ લીંબાણી એમના વખતના એક પ્રસિધ્ધ શિલ્પશાસ્ત્રી હતા. તેઓએ કચ્છ રાજ્યના ઈજનેરી ખાતામાં લાબાં સમય સુધી સન્માનપૂર્વક નોકરી કરીને ન્યાતજાતમાં તેમજ કચ્છ પ્રદેશમાં એક સારા શિલ્પી તરીકે બહુ ખ્યાતિ મેળવી હતી. તેઓ **સુધારક વિચારના તેમજ વેદધર્મના પ્રબળ પક્ષપાતી હતા.** છતાં પણ એ વખતે કચ્છના કડવા પાટીદારોમાં જડ ઘાલી બેઠેલા પીરાણા સતપંથ સત્તાની સામે મસ્તક ઉઠાવતાં તેઓ અચકાતા હતા. કારણ તે વખતના સંજોગોમાં તે કામ આકરૂં હતું પરંતુ 'પુત્રનાં લક્ષણ પારણામાં'. તેમના જ દીકરાએ સતપંથ સામે બળવો પોકારી પિતાની ઈચ્છા પૂર્ણ કરી.

શ્રી નારાયણજીને નવમા વર્ષે વીરાણીની શાળામાં દાખલ કર્યા, પણ ત્યાં પાંચ ધોરણ સુધી શિક્ષણ અપાતુ હતું. તેમને કલા અને કેળવણીમાં ભારે અભિરૂચી હતી. પાંચ ધોરણ બાદ અભ્યાસ છોડી પિતાના શિલ્પકામના વ્યવસાયમાં જોડાયા. એક કારીગરની જેમ પિતાની હુંફ નીચે કામ કરવાનું શરૂ કર્યું. થોડાક સમયમાં જ તેઓએ શિલ્પશાસ્ત્રમાં નામના મેળવી વધુ અભ્યાસ માટે મુંબઈ જવાની ઈચ્છા વ્યકત કરી અને પિતાશ્રીએ તેને અનુમોદન આપયું.

મુંબઈમાં આવી તેઓએ શિલ્પકળાના આદર્શોનું બારીકાઈથી અવલોકન કર્યું. અદ્‌ભૂત કલાચાતૂર્યથી તેઓ શિલ્પકળામાં નિપૂંણ બન્યા. નસોમાં જુવાનીનું લોહી ઉછાળા લેતું હતું. પ્રમાણિકતા અને પુરુષાર્થે તેમને બદલો આપ્યો. મુંબઈના એક પ્રસિધ્ધ કોન્ટ્રાકટરને ત્યાં નોકરી

મળી, પરંતુ કલાક્ષેત્રનાં હથિયારો માટે તેમનો જન્મ થયો ન હતો, એટલે તેઓએ ધર્મક્ષેત્રમાં સેવાવૃતિનાં હથિયાર ગ્રહણ કર્યાં.

પિતાશ્રી સુધારક વિચારના હોવા છતાં તેઓ પીરાણા સતપંથ સામે જાહેરમાં આવાજ ઉઠાવવાની હિંમત કરી શક્યા નહિ, કારણ કે તરત જ ન્યાય બહાર મૂકવામાં આવતા અને બીજા ત્રાસ ગુજારવામાં આવતા તેને કારણે છેવટે હતાશ થઈ મુખી-પટેલ માગે તેટલો દંડભરી જ્ઞાતિનું શરણ લેવું પડતું.

શ્રી નારાયણજીને બાળપણથી આ પંચની ક્રિયાઓ સામે નફરત હતી અને **ચમત્કારોની ભારે સૂગ હતી.** ઉમર લાયક થતાં ધર્મની સચ્ચાઈ તરફ તેમનું મન લાગ્યું અને ધર્મનું બારીકાઈથી વાચન શરૂ કર્યું **ફુરસદના સમયે માધવબાગ આર્યસમાજ મંદિર** તેમજ **હીરાબાગ** જેવાં મુંબઈના જાહેર સ્ભાસ્થાનમાં ધાર્મિક વ્યાખ્યાનો સાંભળવા જતા, એટલે તેમનું મન મક્કમ બન્યું અને **વૈદિકધર્મ**ના અંચળા નીચે ચાલતા પીરાણા સતપંથ તરફ તેમનો રોષ ભભૂકી ઉઠયો. જોગાનું જોગ એ અરસામાં લોહાણા ગૃહસ્થ શેઠ કેશવજી દયાળજીને વડગાદી ઉપર એક મકાન બાંધવું હતું અને શ્રીયુત ગોપાલજીભાઈ નામના કચ્છી ગૃહસ્થે શ્રી નારાણજીની કેશવજી શેઠ સાથે ઓળખાણ કરાવી, પણ શ્રી ગોપાલજીએ હસતાં હસતાં ટકોર કરી "કામ ભલે તમે નારાણજીને આપો કામમાં તો એ ભાઈ કુશળ અને પ્રમાણિક છે અને તેમને પણ એ પૂરે પૂરો સંતોષ આપશે પરંતુ એક વાતે આ લોકો બહુ ખોટા છે" વધુમાં પટેલ જ્ઞાતિની ટીકા કરતાં કચ્છી ભાષામાં તેમણે કહયું "ઈ હિશાજેતા હિન્દુજેડા પણ ધરમમેં તાં ઈ વડા કાફર અઈ-નઈ હિન્દુ કનઈ મુસલમાન ઇનિજેમેં મરે તડેં દટજે અને પઇણે તડેં ચૂના પેન"

આ શબ્દો શ્રી ગોપાલજીએ તો માત્ર હસવામાં કહ્યા હતાં. પણ શ્રી નારાયણજીને હાડોહાડ વ્યાપી ગયા. કડવા પાટીદાર કણબીઓ શ્રી રામચંદ્રજીના પ્રતાપી વંશના ક્ષત્રીઓ છીએ, છતાં લોકો અમારી નિંદા શા માટે કરતા હશે ? બસ, ત્યારથી પીરાણા ધર્મ સામેની જેહાદનાં

[૮]

બીજ રોપાયા અને તેનું અમૃતફળ ચખાડયું કચ્છી કડવા પટેલોને શ્રી નારાયણજીએ.

તે દિવસે પ્રતિજ્ઞા કરી : "પીરાણા પંથના પાપપ્રપંચમાંથી જ્યાં સુધી મારા વહાલાં જ્ઞાતિભાઈઓને છોડાવું નહિ ત્યાં સુધી મારૂં જીવન રંક અને ભાર રૂપ છે." **પછી તો પાંચ વર્ષ ધાર્મિક અભ્યાસમાં લાગી ગયા. સત્ય શોધી કાઢયું અને આખરે લડત શરૂ કરી.**

મુંબઈમાં પૈસે ટકે એ સુખી થયા. મુંબઈના શ્રીમંતો સાથે, પ્રસિદ્ધ ઇજનેરો સાથે, મુંબઈની મ્યુનિસિપાલિટીમાં અને લશ્કરી ખાતામાં સારી વગ અને ઓળખાણો થઈ. પરંતુ કડવા પટેલોની ધાર્મિક અધોગતિના વિચારો તેમના હૃદયને ખિન્ન બનાવી દેતા.

આજ અરસામાં રાજકોટ નજીક ઢોલેરાના મૂળ વતની વેદશાસ્ત્ર સંપન્ન જયોતિષશાસ્ત્રી સદ્દગત શ્રી રામેશ્વર મોરારજીનો સત્સંગ થયો. જાણે આ બ્રાહ્મણે પટેલ જ્ઞાતિના ઉધ્ધાર માટે જ જન્મ લીધો હોય નહિ! એવું આ સમાગમથી તેમણે અનુભવ્યું. શ્રી રામેશ્વરે વૈદિક ધર્મનો ઉપદેશ આપ્યો અને વૈદિક સંસ્કારોની પુનઃપ્રાપ્તિ માટે અનેકને સમજાવ્યા. પીરાણા પંથનું કલંક ધોઈ નાખી ઉપવિત (જનોઈ) ધારણ કરીને પાવન થવાનો શ્રી નારાયણજીએ નિશ્ચય કર્યો અને ખૂલ્લા હૃદયથી તે નિર્ણય તેમણે શ્રી રામેશ્વર મહારાજને પણ કહયો. શ્રી રામેશ્વરે પ્રત્યુત્તરમાં જણાવ્યું : "આવું સાહસ માત્ર મારા એકલાની સલાહથી કરવા કરતાં ગુજરાતના કોઈ પ્રતિષ્ઠિત આચાર્યની સલાહ લઇ તેમની મારફત જો એ સંસ્કાર કરવામાં આવે તો વધારે સારૂં. હાલ ગુજરાત કાઠિયાવાડમાં ધર્મના નિયમિત પ્રચાર માટે જાણીતા મહાત્મા શ્રીમન્ન નથુરામ શર્મા કાર્ય કરી રહ્યા છે. તેમને મળીને તમે નિર્ણય કરો."

કાઠિયાવાડમાં જુનાગઢ પાસે બિલખામાં મહાત્મા નથુરામ શર્માજીનો આશ્રમ હતો. શ્રી નારાયણજી ત્યાં પહોંચી ગયા અને પોતાના વિચારો રજૂ કર્યા તેમજ શુધ્ધિકરણની વાત કરી અને જનોઈ ધારણ કરવાની ઇચ્છા જણાવી. અમને પાટીદારોને તે માટેનો અધિકાર છે કે નહિં તે

વિશે અભિપ્રાય માગ્યો, આ મહાત્માએ મનુ, પારાશર, યાજ્ઞવલ્કય આદિ અનેક સ્મૃતિકારોના આધારો દર્શાવી ધર્મબિંદુ તેમજ ગૃહસૂત્રના ગ્રંથો માંથી જનોઈ માટેના અધિકારનાં પ્રમાણો બતાવ્યાં અને વિધિસર દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત લીધા પછી જનોઇ ધારણ કરવામાં વાંધો નથી તેવો અભિપ્રાય આપ્યો. કચ્છી કણબી જ્ઞાતિના દુરાગ્રહ અને પીરાણા ધર્મના જુલ્મનો તેમને ખ્યાલ હોવાથી તેમણે નારાયણજીને સલાહ આપી, "તમારા જેવા એક ઉમંગી અને ઉગતા જુવાને દેહ શુદ્ધિ-પ્રાયશ્ચિત કરાવી જનોઈ લેવાનું આ સાહસ ખેડવામાં ઘણું જોખમ સમાયેલું છે. વળી તમે એકલા જ જનોઈ લો એથી જ્ઞાતિને વિશેષ લાભ પહોંચાડી ન શકો. માટે જો બની શકે તો બીજા પાંચ-સાત સ્નેહીઓને તમારા પંથમાં સાથે લઈને જ પ્રાયશ્ચિત કરવું."

આ ઉપદેશ બાદ શ્રી નારાયણજી, શ્રી રામેશ્વર મહારાજ સાથે મુંબઈ ગયા અને પોતાના સંકલ્પને સિદ્ધ કરવામાં લાગી ગયા. ચળવળ શરૂ કરી. પોતાના પરિચિત સ્નેહી વર્ગ અને જ્ઞાતિના યુવક વર્ગ સમક્ષ પોતાના વિચારો રજૂ કર્યા. **વેદધર્મનો મહિમા સમજાવ્યો** અને પીરાણા સતપંથનો જાહેરમાં વિરોધ કરવાનું શરૂ કર્યું.

શ્રી નારાયણજીભાઈ લખે છે: " મારા આ કાર્યમાં પટેલ રતનશીભાઇ કરશન, રાજપરવાળાએ ટેકો આપ્યો અને નીડર ધર્મવીર બન્યા. ગઢેરાઓના અંધેર અમલથી કંટાળી બીજા સ્નેહીઓ **વેદધર્મ** તરફ વળ્યાં. પટેલ રામજીભાઈ જેઠાભાઈ ગઢશીશાવાળા, પટેલ વિશ્રામભાઇ દેવજી, પટેલ કરશન ભાણજીભાઇ, પટેલ નાયાભાઈ શિવજી વિરાણીવાળા, પટેલ હરજીભાઇ લધા લુડવાવાળા વગેરેએ મારા વિચારોને અનુમોદન આપ્યું પાપીપંથનો ત્યાગ કરી જનોઈ ધારણ કરવા તૈયાર થયા. "

મિત્રો અને શુભેચ્છકોએ શ્રી નારાયણજીને આવું સાહસ કરતાં રોકવા પ્રયત્ન કર્યો અને તેનાં શાં પરિણામો આવશે તેની ચેતવણી આપી. પણ શ્રી નારાયણજી કહેતા : " હું તો ગમે તે ભોગે અને જોખમે મારો નિશ્ચય અમલમાં મૂકવાની પ્રતિજ્ઞા લઇ ચૂકયો છું. તમને અનુકૂળ હોય તો જ મારી સાથે રહેજો, નહિ તો તમે તમારી જાત સંભાળજો.

આગલા જન્મમાં ધર્મ માટે અનેક લોકોએ બલિદાન આપ્યાં છે. તેના હિસાબમાં મારી જાતનું બલિદાન એ તો તુચ્છ છે. મારે કરવાનું છે તે જ હું કરી રહયો છું." – આ શબ્દોમાં શ્રી નારાયણજીની સચ્ચાઇ, બલિદાન ભાવના અને કડવા કોમનું હિત હૈયે વસેલું હતું. નારાયણજીનો આવો અડગ નિશ્ચય જોઈને એ ભાઇઓ પ્રેમ અને લાગણીથી તેમની સાથે જોડાયા.

શ્રી નારાયણજીએ ત્યારે કહયું હતું; "જીવશું તો સાતેય ભાઇ સાથે ને મરશું તો પણ સાતેય ભાઈ સાથે જ. જ્ઞાતિ કે ગઢેરાઓ ગમે તેવો ત્રાસ આપશે તો આપણે સાતેય જણ સપ્તઋષિની પેઠે સહી લેશું, પણ જીવતાં સુધી કદી જુદા તો નહિ જ પડીએ."

સાતેય કુટુંબો એકઠાં થયાં અને દેહ શુધ્ધિની–જનોઈ સંસ્કારની ઉત્સાહભરી તૈયારીઓ થઈ. રામેશ્વર મહારાજને સાતેયની નીડરતા જોઈ આનંદ થયો. દેહશુધ્ધિ માટે નાશિક ગયા. ગોદાવરી નદીના પવિત્ર તીરે શ્રી ત્ર્યંબકેશ્વર જેવા તીર્થક્ષેત્રમાં પ્રસિધ્ધ વિદ્વાનો દ્વારા જનોઈ પામ્યા અને વેદધર્મના અધિકારી બન્યા. આ બનાવ વિક્રમ સવંત : ૧૯૬૪ (ઈ.સ. ૧૯૦૮)ના જેઠ સુદ ૫, ને ગુરૂવારે બન્યો. નાશિકથી પાવન થઇને આવ્યા પછી તરત જ તેઓએ **સ્વધર્મ વર્ધક અને જ્ઞાતિ હિતચિંતક મંડળ** ની સ્થાપના કરી, તેના આ સાત જણ પહેલા સભાસદો થયા.

## સમાજના પ્રત્યાઘાત :

શ્રી નારાયણજી વગેરે મુંબઇ આવ્યા બાદ જ્ઞાતિમાં આ બનાવના ભારે પ્રત્યાઘાત પડયા. ચર્ચાઓ અને ઉથલપાથલો શરૂ થઈ. કચ્છના જ્ઞાતિ આગેવાનોમાં રોષ ભભૂકી ઉઠયો. કચ્છના કણબી ભાઈઓમાં ભારે ખળભળાટ મચી ગયો. આ સાહસનું શું પરિણામ આવશે તે જોવા કચ્છ પાટીદાર આલમ આતુર બની ગઈ.

શ્રી નારાયણજીએ કહ્યું છે "અમારા સાતેયના આ સાહસથી

અમારાં સગાં–સ્નેહીઓ પર ચિંતા અને ભયનાં વાદળો ઘેરાવા લાગ્યાં. છેડાયેલા ગઢેરાઓ ક્રુર જનાવરોની જેમ ગર્જી ઉઠયા. તેમના તરફથી હુકમો છુટયા અને ફરમાનો મોકલ્યાં. અમારી સાથે કોઈ પણ સંબંધ રાખશે તેમને નાત બહાર ગણવામાં આવશે "તેવા વટહુકમો બહાર પડયા. કુટિલ કુકર્મી પટેલીઆઓએ આ સાતેયને સતાવવામાં કશી મણા રાખી ન હોતી. આ સાતેય સાહસવીરોને પરિણામની ખબર હતી જ, એટલે તેમને કોઈ ડર ન હતો–સામાજિક બહિષ્કાર–તમામ સંબંધ પર અંકુશ લાગી ગયો. તેઓ એકલા પડી ગયા. અહમદશાહ દુરાની જેવા પટેલોએ જે જુલ્મો કર્યા તેની નોંધ કરવા જઈએ તો વાત લાંબી થઈ જાય, પણ આ અંગેની માહિતી અને વિગતો **કચ્છી કડવા પાટીદાર પરિષદ** ની બે બેઠકોમાં જાહેર કરવામાં આવી હતી. 'નાગાથી નારાયણ પણ આઘા' એ ન્યાયે તેમનાં સગાંઓ પણ આ જુલ્મ અને દબાણથી થાકી ગયાં. તેઓએ આ ભેખધારીઓને વિનંતિ કરી "અમારી દયા ખાતર પણ તમે જનોઈઓ પાછી ઉતારી નાખીને, પીરાણા સતપંથની ગુલામી કબુલ કરી જ્ઞાતિને શરણે આવીને અમારામાં પાછા ભળી જાઓ તો તમારી સાથે અમારી આફતનો પણ છેડો આવી જાય." આ અપીલની પેલા ભેખધારીઓ પર શી અસર થઇ હશે તે વિચારવું ઘટે!

પ્રાતજ્ઞા તોડવાની નબળાઈ આ સાત કુટુંબમાંથી કોઈ કરે તેમ ન હતું. તેમણે સગાઓને જણાવી દીધું "જો તમને આ સ્થિતિ અસહય લાગતી હોય તો સુખે તમે અમારો ત્યાગ કરીને એ ધર્મબોળુ નરપિશાચો સાથે સહકાર અને એકતા કરો. પરંતુ અમે તો પ્રાણાંતે પણ એ પાપી પંથને પડછાયે પણ ઉભા રહેવાના નથી. ભલે માથે વજ્ર તૂટી પડે કે આખી દુનિયા ઉલટી જાય, પણ ઇશ્વર, બાપ અને ધર્મ તો નહીં જ બદલાય."

શ્રી નારાણજીના પિતાશ્રી અને તેમના વડીલ બંધુઓ પણ આ પ્રવૃતિમાં તન–મન- ધનના ભોગે રસપૂર્વક ભાગ લીધો. **સ્વધર્મ વર્ધક મંડળે** પણ મુંબઈમાં રહી પીરાણાપંથ સામે મોરચો માંડયો, અને જોત જોતામાં આ ચળવળ એક જાહેર ચળવળ બની ગઈ. લોક લાગણીને

ખેંચવા માટે મુંબઈનાં વર્તમાન પત્રોમાં લેખો લખાયા, હેન્ડબીલો વહેંચાયાં અને આ લડતનો ચિતાર આપતી નાની નાની પુસ્તિકાઓ છપાવીને મફત વહેંચવામાં આવી. આ રીતે ઈમામશાહીની ઈન્દ્રજાળ અને ભેદભરમો ખુલ્લા પાડવામાં આવ્યા. ખેરિયતની ખીચડી ખાઉ સૈયદો અને તેમના દલાલોનું કામ કરનાર પેટવડીઆ કુટિલ કાકાઓનાં કાળા કર્મો જોર શોરથી જાહેર રીતે ખુલ્લાં પડયાં. આ જ્ઞાતિ ઉધ્ધારની પ્રચંડ વીરહાક કરાંચી, કલકત્તા, સિંધ હૈદ્રાબાદ, ગુજરાત, કાઠિયાવાડમાં વસતા કણબી પટેલોમાં ગાજી ઊઠી તેને પ્રેમપૂર્વક વધાવી લઈને આ લડવૈયાઓને શાબાશી આપી. ગામે ગામથી અનુમોદન મળવા લાગ્યું. કચ્છમાં જાગૃતિ આવી. **સ્વધર્મ વર્ધક મંડળના** સભાસદો પર સૈયદો જુલ્મ કરવા લાગ્યા અને તેઓ આ સુધારક ભાઈઓના નામનું સ્નાન કરી નાખવાની પણ ફરજ પાડતા.

નરબંકા નારાયણજીને મદદ કરનાર લેવા પટેલ ધર્મવીર અને દાનેશ્વરી શ્રી તુલસીદાસ વલ્લભદાસ ધરમજવાળાનો આભાર માનવો ઘટે. ભાટીઆ શેઠશ્રી તુલસીદાસ [મસ્ત બાવાજી] તથા સ્વામીજી તુલસીદાસજી અને આર્ય સમાજનું મુખપત્ર "આર્ય પ્રકાશ" પણ મદદમાં આવેલ.

ધર્મવીર નારાયણજીનો સ્વર્ગવાસ સંવત ૧૯૯૭ના આસો વદ ૧૪ ના દિને થયો હતો.

શ્રી નારાયણજી અને અન્ય મશાલચીઓએ જે વૈદિક ધર્મનો દીપ પ્રગટાવ્યો છે તેનો પ્રકાશ સૌને મળો પણ હજુ કેટલાંક અંધકારમાં જીવે છે. તેઓએ અંધકારનો ત્યાગ કરી પોતે ક્ષત્રિય છે તેનું મંથન આત્મા સાથે કરી દેહશુધ્ધિ કરાવી અસલ પાટીદાર બને ત્યારે જ આ મહાન જ્ઞાતિ-ઉધ્ધારકનો ત્યાગ અને બલિદાન તેમજ દુઃખ સહન કરતાં થયેલી વેદના લેખે લાગી ગણાશે, વિલંબ શા માટે ? મા ઉમા તમને શક્તિ આપશે. ફરી પાછા મેદાનમાં આવો....ભૂતકાળ યાદ કરો.... "કચ્છડો ભલો બારે માસ"- એ સુત્રને ચરિતાર્થ કરો.

—★—★—

આ રીતે ઉત્તર ગુજરાતના કડવા પાટીદારો દ્વારા સંચાલિત 'ધરતી' માસિકે સ્વ. શ્રી નારાયણજીભાઇને શ્રદ્ધાંજલિ અર્પી.

આપણે–કચ્છના કડવા પાટીદારોએ–આ પ્રસંગે સ્વ. નારાયણજીભાઇની યાદગીરી જળવાઈ રહે અને ભવિષ્યની આપણી પ્રજા જ્ઞાતિના આવા ધર્મ-વીરને સતત યાદ કરતી રહે એ માટે સંવત–૨૦૪૦ના વૈશાખ સુદ–૧૫ ને મંગળવાર તા. ૧૫–૫–૮૪ના દિવસે સ્વર્ગસ્થના ગામ મોટી વિરાણીમાં તેમનું બાવલું બેસાડયું. આ એક બહુ ઉમદા પગલું હતું. આમ કરીને આપણે શ્રી નારાણજીભાઇ પ્રત્યેનો આપણો પ્રેમ અને ભક્તિ વ્યક્ત કર્યાં છે.

પરંતુ ખરેખરા અર્થમાં તેમના પ્રત્યે પ્રેમ અને ભક્તિ ત્યારે જ વ્યક્ત થયાં ગણાશે જ્યારે આપણે તેમણે આપેલા સંદેશાને પ્રેમપૂર્વક ઝીલી લઇએ અને તેમની ઇચ્છા મુજબ વર્તીએ. આમ કરવાથી જ સાચા અર્થમાં તેમને શ્રદ્ધાંજલિ અર્પિત કરી કહેવાશે.

પ્રિય જ્ઞાતિ ભાઇઓ ! આ આપણી સામેનો એક પડકાર છે. જેવો શ્રી નારાયણજીભાઇ સામે સંવત ૧૯૬૪(ઈ. સ. ૧૯૦૮)માં થયો હતો. તેમણે તો ભડવીર થઇને તે પડકાર ઝીલી ધર્મ પરિવર્તન કરી જ્ઞાતિ સુધારવાનું કાર્ય હાથ ધર્યું. આપણે શું કરશું ?



[૧૪]

# 'લેખ' સબંધી લેખકનું નિવેદન

'ધરતી' માસિકે સ્વ. શ્રી નારાયણજીભાઈની જન્મ શતાબ્દી પ્રસંગે જે શ્રદ્ધાંજલિ અર્પી તે વાંચીને અમારી છાતી ગજ ગજ ફુલી ગઈ. કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના પૂર્ણ પ્રતાપે જ આપણામાં શ્રી નારાયણજી જેવા કર્મવીર ને ધર્મવીર પાકયા. આપણી જ્ઞાતિનું પાછું એટલું જ કમભાગ્ય હતું જેથી તેઓશ્રીનું આપણી જ્ઞાતિને વૈદિક ધર્મ તરફ વાળવાનું કાર્ય અધુરું રહી ગયું. આ કાર્ય અધુરું શા કારણે અને કેમ રહ્યું તે ઉપર અમો થોડો પ્રકાશ ફેંકવા માગીએ છીએ.

શ્રી નારાયણજીભાઇ સહિત સાત મહાનુભાવોએ સર્વ પ્રથમ સંવત ૧૯૬૪(ઈ. સ. ૧૯૦૮)માં દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવેલ. આ મહાનુભાવો આ પ્રમાણે હતા. (૧) પટેલ નારાયણજીભાઈ રામજી લીંબાણી ગામ : મોટી વિરાણી (૨) પટેલ રતનશીભાઈ કરશન છાભૈયા ગામ : રાજપર (૩) પટેલ રામજીભાઈ જેઠા રંગાણી ગામ : ગઢસીસા (૪) પટેલ વિશ્રામભાઈ દેવજી નાકરાણી ગામ : મોટી વિરાણી (૫) પટેલ કરશનભાઈ ભાણજી નાકરાણી ગામ : મોટી વિરાણી (૬) પટેલ નાયાભાઈ શીવજી નાકરાણી ગામ : મોટી વિરાણી અને (૬) પટેલ હરજી લધા રામાણી ગામ : લુડવા.

તે પછી લગભગ દશ વરસ બાદ એટલે કે સંવત–૧૯૭૪(ઇ. સ. ૧૯૧૮)ની આજુબાજુ શ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણી ગામ : મોટી વિરાણીવાળા પણ શ્રી નારાયણજી પાસેથી વેદોની વાર્તા સાંભળવા લાગ્યા. શ્રી રતનશીભાઈ હોશિયાર હોવાથી તેમને વૈદિક ધર્મની વાતોમાં સમજણ પડવા લાગી અને વૈદિક ધર્મમાં વિશ્વાસ વધતો ગયો, તેથી તેઓ પણ શ્રી નારાયણજીભાઈ સાથે સતપ થી ભાઇઓને ધર્મ પરિવર્તન કરવાનું કહેવા લાગ્યા અને સારા પ્રચારક બની ગયા.

આ બંને ધર્મપ્રેમી ભાઇઓની સમજાવટથી પછી જ્ઞાતિના ઘણા ભાઈ–બહેનો શુદ્ધિ કરાવવા માટે તૈયાર થઈ ગયા અને સંવત ૧૯૭૯

(ઈ.સ.–૧૯૨૩)ના આસો સુદ–૩ને સોમવારે શ્રી રતનશીભાઈ અને તેમના ધર્મપત્નિ શ્રીમતી મેઘબાઈ સહિત કુલ–૩૫ જણે દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત કરાવી વૈદિક ધર્મની દીક્ષા લીધી.

પછી તો બંને કાર્યકરોના પ્રચારથી શુદ્ધિ કરાવવાનું કામ ખૂબ આગળ વધવા લાગ્યું અને સંવત ૧૯૭૯ થી ૧૯૮૦ (ઈ. સ. ૧૯૨૩ થી ૧૯૨૪) એમ ફક્ત બે જ વરસના ગાળામાં જ્ઞાતિના ૪૬૧ ભાઈ–બહેનોએ દેહશુદ્ધિ કરાવીને વૈદિક ધર્મ અંગિકાર કર્યો. આથી શ્રી નારાયણભાઈના કાર્યને યશ મળ્યો.

Differences between Narayan Ramji and Ratanshi Khimji - started after 1924

પછી કમભાગ્યે આ સમયમાં શ્રી રતનશીભાઈ અને શ્રી નારાયણ-ભાઈ વચ્ચે મતભેદ થયો. પરિણામે ધીરે ધીરે રતનશીભાઈ, નારાયણજી ભાઈના વિરોધી બનતા ગયા. આના પરિણામે પ્રથમ તેમણે પોતાની શુદ્ધિ બગાડીને દરેકની સાથે ખાવા પીવાનો વ્યવહાર ચાલુ કરી દીધો. પછી કચ્છમાં પોતાના ગામ મોટી વિરાણી જઈ એવો પ્રચાર કર્યો કે "ભાઈશ્રી નારાયણજીભાઈ કહે છે કે વૈદિક ધર્મના સિધ્ધાંત મુજબ દરેક વ્યક્તિએ દેહશુદ્ધિ કરાવીને ફરજિયાત જનોઈ ધારણ કરવી જોઈએ. તે પ્રમાણે ઘણા ભાઈ–બહેનોએ દેહ શુદ્ધિ કરાવેલ છે, પરંતુ આ સિધ્ધાંત આપણા માટે બિલ્કુલ નકામો છે. આથી અમો શુદ્ધિ બગાડીને આખી જ્ઞાતિ સાથે ભળી ગયા તેવી રીતે તમે બધા પણ શુધ્ધિ બગાડીને જ્ઞાતિ સાથે ભળી જાઓ. જેથી આપણે બધા એક થઈ જઈએ. ભાઈશ્રી નારાયણજીભાઈ તો આપણા ઘરના પાણીનો છાંટો પણ લેતા નથી. એટલે એ રીતે નારાયણજીભાઈ આપણને 'મેઘવાળ' સમજે છે. તેથી નારાયણજી-ભાઈનું મોઢું જોવું આપણા માટે અધર્મ છે. હવે આપણે સનાતન સંપ્રદાયની રૂએ વિરાણીમાં જ નાનું સરખું મંદિર ઊભું કરી તેમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિઓ પધરાવીને આપણે હિન્દુઓની સાથે ભળી જઈએ. સનાતન સંપ્રદાયમાં ભળવા માટે શુધ્ધિ કરાવવાની બિલકુલ જરૂર પડતી નથી. તેથી ફરજિયાત જનોઈ ધારણ કરવી પડે એવો નિયમ કે બંધન પણ નથી. જનોઈ વગર પણ ભગવાનનાં દર્શન કરી શકાય છે. આ રીતે સનાતન ધર્મ આપણા માટે સંપૂર્ણ સગવડ

This is NOT fully true.
See 1937-05-20 - Laxminarayan Mandir -Nakhatrana & Maganpura - Report [781] for exact reason.

ભર્યો છે. વળી ભાઈ શ્રી નારાયણજીભાઈ પણ આપણને આ કાર્યમાં આડા આવશે નહિ એની મને ખાત્રી છે. આપણે તેમને આ કાર્ય માટે બોલાવશું પણ નહિ. મંદિર ઉભું કરવામાં અને તે માટે સતપંથીઓને સમજાવવામાં અને તેવાં બીજા કોઈ પણ કાર્યમાં આપણે મુંઝાશું નહિ. તેથી તેવી કોઈ પણ ફિકર પણ તમે બિલકુલ કરતા નહિ.

આમ રતનશીભાઇએ શ્રી નારાયણજીભાઈની અપકીર્તિ કરીને તેમને એક બાજુ ટાળી મૂક્યા. સગવડીયા ધર્મથી લોકો પણ આકર્ષાયા. શ્રી રતનશીભાઈ બોલ્યે–ચાલ્યે આમેય હોંશિયાર હતા અને મંદિર ઊભું કરવામાં પૈસા ટકા વગેરેની જવાબદારી પોતે જ ઉપાડી લીધી, તેથી તેમનો પક્ષ જોત જોતામાં મોટો થઇ ગયો. તેમના પ્રચાર અને પ્રયાસોથી શુદ્ધિ કરેલ ૪૬૧ કુટુંબોમાંથી લગભગ બધાંજ શુદ્ધિ બગાડીને તેમની સાથે ભળી ગયા. ખાસ કરીને બે જ કુટુંબો (૧) શ્રી નારાણ શિવજી નાકરાણી, ગામ મોટી વિરાણી અને (૨) શ્રી રામજીભાઈ રાજા નાકરાણી ગામ મોટી વિરાણી બાકાત રહ્યાં. આ કુટુમ્બ શ્રી રતનશીભાઈના સ્વભાવથી પરિચિત હતાં અને શ્રી નારાણજીભાઈના પરમ ભક્ત હતા તેમને લાગેલ કે શ્રી રતનશીભાઇ મોહ વશ થઇને અલગ પડેલ છે. તેથી તેઓ રતનશીભાઇના સખ્ત વિરોધી પણ થઈ ગયા હતાં.

All 461 Deh-Shuddhi people (Arya Samajis) left NRL -except for 2 families - joined Laxminarayan / Ratanshi Khimji team

સવંત-૧૯૮૫(ઈ.સ.-૧૯૨૯)માં શ્રી રતનશીભાઇએ પોતાના ગામ મોટી વિરાણીમા શ્રી લક્ષ્મી નારાયણ ભગવાનનું મંદિર ઊભું કરી દીધું.

Correct date: 15-Aug-1930

પૂ. નારાયણજીભાઈ ગીતાજી તથા ચારે વેદોને માનવાવાળા પવિત્ર વૈદિક ધર્મના અનુયાયી હતા એટલે જડપૂજા જેવી કલ્પિત વસ્તુને તેઓએ બિલકુલ અપનાવી જ નહિ. તેઓએ પોતાના આખા જીવન દરમ્યાન ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિર બાંધવાની કે તેમાં મૂર્તિઓ પધરાવવાની અને તેની સેવા પૂજા કરવાની ક્યારેય સલાહ આપી નહોતી. તેમ શ્રી રતનશીભાઇ ખીમજીને પણ 'આવી સલાહ આપવી' એવું કહેલ ન હતું. એટલું જ નહિ આવા મંદિરો જે તેમની હૈયાતીમાં જ શરૂ થઈ ગયાં હતાં તેના ઉદ્ઘાટનોમાં પણ હાજરી આપેલ નહિ.

Read Report dated 1937-05-20 - Laxminarayan Mandir -Nakhatrana & Maganpura - Inauguration - for other side of the story.

Also see Pragatina Panthe [783] - Page 5 (7 of 18)

આ વાતની પુષ્ટિ 'કર્તવ્ય પંથ' પુસ્તકનાં પાનાં ૧૨૩ના નીચે પ્રમાણેના ઉતારાથી થઈ જશે. જે નારાયણજીભાઈના શબ્દો છે. :

" શ્રીમાન ભાઈશ્રી રતનશીભાઈ તથા મુરબ્બી ભાઈશ્રી રાજારામભાઈ સગવડ સાથેના સુધારાની ઓથે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનાં મંદિરો કરાવી અંદર મૂર્તિઓ પધરાવી હિન્દુ જનતામાં અળખામણા ન દેખાય એટલા માટે સનાતન ધર્મનું પૂંછડું પકડાવ્યું. અને સુધારકો છીએ એટલું જ માત્ર દુનિયાના લોકોને બતાવવા પૂરતા હિન્દુ જન સમાજ પૂછે તો કહેવા થાય કે અમે તો મંદિરપાર્ટીવાળા છીએ ઉર્ફે સુધરેલા."

ભાઈશ્રી નારાયણજીભાઈ વૈદિક ધર્મના ઉપાસક હોવાથી આમ તેઓએ મૂર્તિપૂજક બની ગયેલ રતનશીભાઈના આવા સુધારા સાથેના ધાર્મિક કાર્યનો સખત વિરોધ કરેલ છે. પરંતુ રતનશીભાઈ સનાતની બની ચુસ્ત મૂર્તિપૂજક બન્યા અને ઘણાં મંદિરો ઉભા કરાવી દીધાં છતાં શ્રી નારાયણજીભાઈના બતાવેલા વૈદિક ધર્મ વિરુદ્ધમાં કોઈ પણ જગ્યાએ એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી. આનું કારણ એ છે કે રતનશીભાઈને શ્રી નારાયણજીભાઈ પાસેથી પ્રથમ સંસ્કાર તો વૈદિક ધર્મના જ મળેલા હતા. વળી પોતે ચતુર બુદ્ધિવાળા હોવાથી પૂરેપુરૂં સમજતા હતા કે સર્વશ્રેષ્ઠ તો વૈદિક ધર્મ જ છે. પણ પોતાને જ્ઞાતિ સુધારકનો યશ મળે એટલા માટેજ શ્રી નારાયણજીભાઈની ફક્ત શુદ્ધિનાં બહાનાં હેઠળ જ અપકીર્તિ કરી પોતાનો અલગ પક્ષ ઊભો કર્યો.

This is wrong

સવંત ૧૯૮૬ (ઇ.સ. ૧૯૩૦)માં ભાઈશ્રી નારાયણજીભાઈના પક્ષવાળા મોટી વિરાણીના બે ત્રણ ભાઈઓએ ઘાટકોપર તેમને મંદિરના ઝગડા સંબંધી પત્ર લખેલ તેના જવાબમાં શ્રી નારાયણજીભાઈ શું લખે છે તે વાંચોઃ ('કર્તવ્ય પંથ' પાનાં ૧૩૬) " હું ખાત્રીપૂર્વક માનું છું કે જે વાત રતનશીએ કરી છે. તેવા વિચારના બધા ભાઈઓ તો નહિ જ હોય. છતાં પણ તમોમાં ફાટફુટ પેઠે એ સારૂં નહિ એમ જાણી તમો પણ મૌન સેવી રહયા છો એ હું સારી પેઠે જાણું છું. જે જ્ઞાતિ મારૂં મોઢું પણ જોવા માગતી નથી એવો ભાઈ રતનશીનો ખુલાસો સાંભળ્યા પછી મારે દેશમાં આવવું હતું તે પણ મેં માંડી વાળ્યું છે અને આપણી

જ્ઞાતિનું કાર્ય હાલમાં તો મેં પરમેશ્વરને ભળાવ્યું છે."

આ પત્રથી સ્પષ્ટ સમજાય છે કે નારાયણજીભાઈ પોતે મૂર્તિપૂજાને માનતા હોત તો લખત કે "આપણી જ્ઞાતિનું કાર્ય મેં ભાઈશ્રી રતનશીને ભળાવ્યું છે." તેને બદલે લખ્યું : આપણી જ્ઞાતિનું કાર્ય હાલમાં તો મેં પરમેશ્વરને ભળાવ્યું છે." વળી આ પત્ર તેમને શ્રી રતનશીભાઈના કાર્યથી પહોંચેલ દુઃખ નિરાશાનો પણ સુચક છે. આથી સ્પષ્ટ થાય છે કે શ્રી નારાયણજીભાઈએ શ્રી રતનશીભાઈના સુધારાને અમાન્ય ગણાવ્યો છે.

અત્રે એ હકીકત નોંધવા જેવી છે કે શ્રી રતનશીભાઈ જો નારાયણજીભાઈ સાથે રહયા હોત તો સમગ્ર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં વૈદિક ધર્મ ફેલાઈ ગયો હોત એમાં શંકાને કોઇ સ્થાન નથી. પણ તેમ થયું નહિ અને આસ્તે આસ્તે અનેક પંથો ફેલાઇ ગયા.

પણ હવે જાગ્યા ત્યારથી સવાર ગણીને સ્વ. શ્રી નારાયણજીભાઈના સુધારાને માન્ય ગણી વૈદિક ધર્મ અપનાવી તેમના જેવા સાચા કર્મવીર અને ધર્મવીર બનીએ એ જ નિવેદન.



# શ્રી કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિના આદ્યસુધારક ધર્મવીર સ્વ. શ્રી નારાયણજીભાઈ રામજીભાઈ લીંબાણીનો

# સંદેશો

## માંદગીને બિછાને....

['કર્તવ્યના પંથે' પુસ્તકમાં શ્રી વાલજીભાઈ લખે છે. (પાનાં-૧૭૨]

મનુષ્યની એકનિષ્ઠા, આત્મબળ અને ત્યાગવૃત્તિ આદિ ઉચ્ચ ગુણોની પરીક્ષા ત્યારે જ થાય છે કે જ્યારે પોતાના જીવન સંગાથીઓ સત્યના રસ્તે ચાલવાનો વિરોધ કરી પ્રતિપક્ષમાં જઇ ભળે અને પોતાના જ હાથ થી શરૂ કરેલ જ્ઞાતિ સેવાના મહાન કાર્યમાં જીવન-મરણના સવાલો ઉભા થવાની વિપત્તિઓ આવી ઉભી રહે. પરંતુ ભાગ્યદેવી તેવા જ અટંકી વીરનરને વિજયમાળા આરોપે છે જેની આખી જિંદગી આપત્તિમય બનેલી હોય છે છતાં હિંમતથી ટેકને છેવટ સુધી વળગી રહે છે. પોતાનું, પોતાના મિત્રોનું અને આખી જ્ઞાતિનું ભાવિ ઉજ્વળ બનાવવા માટે તેમના (નારાયણજીભાઈના) અંતરાત્મામાં ઉજ્વલ ઝંખના હતી. પણ કચ્છી કડવા પાટીદારોના કમનસીબે તેમની તબિયત બગડી. છેલ્લાં ત્રણ વર્ષથી તેમને લંકવાનો રોગ (પેરેલિસીસ) લાગુ પડયો હતો અને છેલ્લે છેલ્લે તો તેમની તબિયત વધારેને વધારે બગડતી ચાલી. છેવટે સવંત-૧૯૯૭ [ઈ.સ. ૧૯૪૧]નાં ભાદરવા વદ ૭ને દિને માંદાઈનો હુમલો ફરીથી થયો. આ ખબર મને ભાદરવા વદ-૯ને દિવસે માનકુવા પહોંચાડવામાં આવ્યા. તે જ દિવસે હું વિરાણી પહોંચ્યો. માંદગીએ ગંભીર રૂપ પકડયું હતું. પરિસ્થિતિ ચિંતાજનક જોઇ તરત મેં તે જ રાત્રે એક માણસ (ખેપીઓ) ને રવાના કરી ઉઘેડીથી ડૉ. શ્રી ગંગદાસભાઈને બોલાવ્યા. શ્રી નારાયણજી ના જીવનનું મહત્વ તેઓ સારી રીતે સમજતા હતા. ખબર મળતાં જ જરૂરી સાધનો સાથે તેઓ દોડતા આવ્યા. મારા મનમાં તબિયતના માટે

13-Sep-1941 - નારાયણબાપાને લંકવાનો બીજો હુમલો થયો

જેટલી ચિંતા અને શંકાઓ હતી તે સર્વ હકીકત મેં તેમને પુછી. તેમણે તેનો સંતોષકારક ખુલાસો કરી મારા મનનું સમાધાન કરાવ્યું. તબિયત સુધારવા માટે સર્વ શકય ઉપાયો તો ચાલુ જ હતા. શ્રી ગંગદાસભાઈ જેવા યશનામી ડોકટરમાં મને સંપૂર્ણ શ્રધ્ધા હોવા છતાં જો જરૂર હોય તો બીજા મોટા ડોકટરને બોલાવવા માટે મેં એમની પાસે ઈચ્છા પ્રગટ કરી. તેમણે કહ્યું કે, " પુજ્ય નારાયણજીભાઈ જેવા ધર્મવીરના જીવનની કિંમત હું જાણું છું. આ રોગના માટે છેલ્લામાં છેલ્લા તમામ ડોકટરી ઉપાયો હું અજમાવી ચુકયો છું. નહિ તો હું પોતે જ બીજા કોઈ મોટા ડોકટરને બોલાવવાનું કહેત. હવે જે ચાલુ ઉપચારો છે તે ચાલુ રાખો અને બને તે સેવા-ચાકરી કરો." ખુબ ચાકરી અને ઉપચારો કરવા છતાં જયારે તેમની અમને (મને, ભાઈશ્રી લધાભાઈ વિશ્રામને તથા ભાઈશ્રી જીવરાજ વાલજીને) જીવનદીપ બુઝાવાની અણી પર દેખાયો ત્યારે " હવે તો માત્ર આપણે તેમની પાસેથી આદેશ અને આશિર્વાદ જ લેવા બાકી રહયા છે. " એમ કહેતાં કહેતાં મારું હૃદય ભરાઇ આવ્યું. એ જોઈ શ્રી નારાયણજીભાઈએ મને પાસે બોલાવી કહયું, " હું જોઉં છું કે તમે ખરી વાત જાણી ગયા છો. દુઃખી થયે અને હિમ્મત હાર્યે કંઈ વળશે નહીં. જે થવાનું છે તે થઇને રહેશે." એમની આ વાત સાંભળી મારા મનમાં ઘણું જ દુઃખ થયું પણ ધીરજ ધારણ કરી પુછયું. " કાકા, તમારે કંઈ કહેવું છે ? "

" હા, મારે કહેવું છે. મારા જ્ઞાતિ બંધુઓ પ્રત્યે કહેવું છે અને તે તમારી મારફતે જ કહેવું છે."

## સ્વર્ગસ્થની અંતિમ ઇચ્છા

" જગતની જંજાળોમાં કોઈ જાતની ભાવના રહી નથી. ઘણું જોયું, સાંભળ્યું, અનુભવ્યું, અમલમાં મુકયું. અનેક સંકટો સહ્યાં, મોજ કરી. ઘણી નામના મેળવી કોઈ ઇચ્છા બાકી રહી નથી. માત્ર અધુરું રહયું છે મારા જીવનમાં આદરેલા જ્ઞાતિ સુધારાનું મહાન કાર્ય. અનેક જાતની યાતનાઓ અનુભવી રહયો છું. વિચારોની પરકાષ્ઠા દૃષ્ટિમર્યાદાની બહાર જઇ રહી છે. પણ કોઈ ચોક્કસ પરિણામ મને દેખાતું નથી.

[૨૧]

જ્ઞાતિ સુધારકોના અંદરો અંદરના કુસંપ અને કલેશોએ અનેક વિટંબણાઓ ઉભી કરી સુધારાના કાર્યને ખોરંભે પાડયું. છતાં ઉદ્દેશ સાચો છે. માટે તેનો આખરી વિજય છે. નાસીપાશ ન થતાં તન, મન અને ધનથી મંડયા રહેશો તો અંતિમ વિજય આપણો જ છે. મારા આ નાશવંત શરીરનો કઈ ઘડીએ નાશ થશે તે કંઈ કહી શકાતું નથી. અનેક પ્રકારની સંસારની ઉપાધીઓમાં આપણે રચ્યા રહીએ છીએ. છતાં એ બધાનો ત્યાગ કરી આ શરીરને એક દિવસ જવાનું છે. સાથે કંઈ પણ આવવાનું નથી, માત્ર આપણે હાથે કરેલાં સારાં કાર્યો, ધારણ કરેલો ધર્મ, પ્રાપ્ત કરેલું પૂણ્ય જ સાથે થાય છે. બાકી આ નાશવંત સંસારમાં પરમ કલ્યાણકારી ધર્મ અને યશને સિદ્ધ કરનારી જ્ઞાતિ સેવાને તમો બંધુઓ ભૂલ્યા નથી, તેમ ભવિષ્યમાં કદિ ભૂલશો નહિ. ધારણ કરેલી પ્રતિજ્ઞા (ટેક)ને પ્રાણાંતે પણ તજશો મા; તો ભારે યશ ખાટી જવાના છો. જેણે આ દુનિયામાં જન્મીને પોતાના કુટુંબ કે જ્ઞાતિનું ભલું નથી કર્યું તેની જિંદગીમાં અને પશુઓની જિંદગીમાં કંઈ ફેર નથી, હું વધુ કહીશ નહિ. મને શ્રદ્ધા છે કે મારો સંદેશો તું બધાને પહોંચાડીશ. મારા આદરેલા ધર્મકાર્યને તમે અખંડ રાખશો, અને મારા આશિર્વાદ છે કે એક દિવસ તમે વિજય પ્રાપ્ત કરશો. પરમાત્મા તમને યશ અને શકિત અર્પણ કરે એવી મારી અંતકાળની પ્રભુ પાસે પ્રાર્થના છે."

આખરે આસો વિદ-૧૪ને સોમવાર રાત્રે ૧૦, ૧/૨ વાગ્યે એ 'શકિત'ના ઉપાસકનો આત્મા સ્થુલ દેહનો ત્યાગ કરી વિલીન થયો.

આવી રીતે તેમનો છેલ્લો સંદેશો આપણા સર્વ સુધારક ભાઈઓને કહેવડાવ્યો છે. આ ફાની દુનિયાનો ત્યાગ કરી જનાર એ અમર આત્મા આપણી સર્વ સુધારકોની વચ્ચે રમી રહયો છે, તે તેઓએ આદરેલાં કાર્યોની સફળતાનો પુરાવો છે. આજે તેમની ગેરહાજરીમાં જ્ઞાતિના હિતચિંતકોના મનમાં મંદ પડી ગયેલા સુધારાના કાર્યને ફરીથી ગતિમાન કરવાની લાગેલી તાલાવેલી ઉપરથી જણાય છે કે મહુંમનાં આદરેલાં કાર્યોને અણીશુદ્ધ ટકાવી રાખી આગળ વધારવાની તજવીજો સુજી છે એ જ એમની પ્રેરણાનો તાદ્દશ પુરાવો છે.

ૐરૂમ શાંતિ: શાંતિ: શાંતિ:

# 'સંદેશા' સંબંધી
# લેખકનું નિવેદન

'કર્તવ્ય પંથે' પુસ્તકની પ્રાસંગિક લખનાર શુભેચ્છક અમૃતલાલ એ. જોષીના શબ્દો અત્રે અમને યાદ આવે છે. (પાનાં-૪) : "આ પુસ્તક વાંચતાં જે એક બીજી દુઃખદ વાત જણાય છે, તે છે એમના (શ્રી નારાયણજીભાઇના) સહકાર્યકરોના મતભેદની. કોઈ પણ મહાન કાર્યમાં મુશ્કેલી એ તો સહજ વસ્તુ છે. મુશ્કેલીનો સામનો કરીને મેળવાયેલી સફળતા એજ કાર્યની તેજસ્વી મહત્તા છે. પણ પ્રત્યેક મહાન કાર્યમાં સંઘબળની જરૂરીઆત સૌથી વિશેષ છે, અને જયારે સહકાર્યકરોમાં મતભેદ ઊભો થાય છે ત્યારે પરિસ્થિતિ કેટલી કઠીન બની જાય છે એ હવે કોઈથી અજાણ્યું નથી. આપણી સ્વાતંત્ર્યતાની લડત એ એનો તાજો જ દાખલો છે. સ્વ. નારાયણજીભાઈની પ્રવૃત્તિમાં આ વિઘ્ને જ મુશ્કેલી ઊભી કરી અને આજ કારણે તેઓ પોતે શરૂ કરેલી પ્રવૃત્તિનું સંતોષજનક પરિણામ જોઈ શકયા નહિ."

(પાનાં-૫) "વિશાળ હિન્દુ ધર્મમાં અનેક વાડાઓ ચાલ્યા કરે છે. આથી કોઈ પણ સંપ્રદાયમાં મતભેદ થતાં જ પ્રત્યેક પક્ષના આગેવાનો પોતપોતાના અલગ વાડા ઊભા કરી દે છે અને એ ચાલેય છે, પરંતુ થોડીક મુશ્કેલી અગવડતા કે મતભેદને કારણે આમ અલગ પડી જઈ પ્રવૃત્તિને ઢીલી કરી નાખવી એ કોઈ પણ સમજુ વ્યકિત માટે યોગ્ય નથી. આથી પરિણામ એ આવે છે કે આગેવાનોને પગલે ચાલનારો વર્ગ મુંઝવણમાં પડી જઈ શ્રદ્ધા ખોઈ બેસે છે ને છેવટે પ્રવૃત્તિ વીંખાઈ જાય છે. સ્વ. નારાયણજીભાઈની પ્રવૃત્તિ માટે પણ કંઈક આવું બન્યું છે. જોકે આ પુસ્તકમાં જણાવવામાં આવેલા એમના જીવન અને પ્રવૃત્તિઓના ઇતિહાસથી એ સ્પષ્ટ સમજી શકાય છે કે એમણે આજીવન પોતાની પ્રવૃત્તિને એકધારી જ ટકાવી રાખી છે, ને પોતાના એ પવિત્ર કાર્યની જ્યોતને જલતી રાખીને જ એ યોગભ્રષ્ટ આત્મા આ સ્વાર્થી સંસારમાંથી વિદાય લઈ ગયો છે. પરંતુ અંત સમયે એમણે શ્રી વાલજીભાઇને આપેલ

સંદેશામાં એમની મનોવેદના, જ્ઞાતિપ્રેમ અને અંતિમ ઈચ્છાના પડઘા પડે છે. એ સંદેશો વાંચીને કયા જ્ઞાતિપ્રેમી હૃદયને આઘાત નહિ થાય ? આ ધર્મવીરની અંતિમ ઈચ્છા જાણી કયું કઠણ હૈયું ધન્યવાદ ગળી શકશે ? કયાં નિર્દય નયનો આંસુ ખાળી શકશે ? એમના આત્માની શાંતિ અર્થે કયો ધર્મપ્રેમી ઉત્સુક નહિ થાય ? ગુણજ્ઞપૂર્ણ ભારતવર્ષમાં એટલો લાગણીહીન માનવી મળવો મુશ્કેલ છે ! પરિચિત અને અપરિચિત કોઈ પણ વ્યકિત આ ધર્મવીરના ત્યાગ, ધર્મપ્રેમ, જ્ઞાતિસેવા અને સત્ય પ્રિયતાનો ઇતિહાસ જાણ્યા પછી એમના આ નિસ્વાર્થ અને ધર્મસેવાના કાર્યને સફળ કરવામાં ફાળો આપવાનો પોતાનો ધર્મ સમજશે. એટલું જ નહિ ભૂતકાળમાં જે સહકાર્યકરોને એમની સાથે મતભેદ પડેલો એ આગેવાનો પણ હવે તો એક થઈ ને આ પવિત્ર કાર્યને પુર્ણ કરવા તૈયાર થઈ જશે.''

(પાનાં-૭) '' આ પુસ્તકની હકીકત વાંચ્યા પછી સ્વર્ગસ્થે ગ્રહણ કરેલો માર્ગ વધુ ન્યાયી અને હિતકર લાગે છે. અનેક વિદ્વાનોની સલાહ પછી જ એમણે શુદ્ધિનો માર્ગ ગ્રહણ કર્યો હતો, એ પવિત્ર અને શાસ્ત્રસમંત ક્રિયા સામે કોઈનેય વિરોધ ઉઠાવવો ઘટે નહિ.''

ઉપરોક્ત હકીકત વાંચવાથી સ્પષ્ટ સમજી શકાય છે કે જેવી રીતે રાજકારણમાં મહાત્મા ગાંધીજીના સ્થાપેલા અસલ કોંગ્રેસનો વિરોધ કરીને બીજા કાર્યકર્તાઓએ પોતાનો અલગ રાજકીય પક્ષ સ્થાપી દીધો તેવી જ રીતે અહીં ધર્મમાં શ્રી નારાયણજીભાઈએ ઊભું કરેલ સંગઠન વૈદધર્મનો અંગિકાર અને પ્રચાર કરતું હતું તેનો વિરોધ કરીને તેમના જ સહકાર્ય-કરો ભાઈશ્રી રતનશીભાઈ વગેરેએ પોતાની ઈચ્છા મુજબ સનાતન સંપ્રદાયનું સંગઠન ઊભું કરી દીધું અને તેનો પ્રચાર શરૂ કરી દીધો આને કારણે આપસમાં ભયંકર મતભેદ ઊભા થઈ ગયાં. છતાં પણ શ્રી નારાયણજીભાઈ એ આપેલ વૈદિકધર્મના સંસ્કાર આજે પણ આપણી જ્ઞાતિમાં ફાલીફુલી રહયા છે. તેની સાબિતી નીચેની હકીકતથી થઈ જશે.

આખા કચ્છની વસ્તી લગભગ આઠ લાખ જેટલી છે. તેમાં કડવા

Only 40 to 50 Arya Samaji followers in Kutch - at the time of death of Narayan Ramji in 1941





પાટીદારો લગભગ સવા લાખ છે. બીજા હિન્દુઓ સાડા પાચ લાખ છે. બાકીના મુસ્લીમો છે. હવે આ સવા લાખ ઇતરજ્ઞાતિ હિન્દુઓમાંથી વૈદિકધર્મને માનવાળા આર્યસમજી માંડ ચાલીશથી પચાસ નીકળશે. જ્યારે એક સવા લાખ કડવા પાટીદારોમાં આની સંખ્યા હજારોનો જોવા મળશે. આ શ્રી નારાયણજીભાઈના વવાયેલાં વૈદિકધર્મનાં બીજની પ્રતાપ છે.

આવા ધર્મવીર વડીલનું મૃત્યુ જોઇને શ્રી વાલજીભાઇને મોટો આઘાત લાગ્યો. એટલે શ્રી નારાયજીભાઇએ આપેલ સંદેશાના સંબંધમાં તેમણે વિચાર કર્યો કે 'હવે તો મારું શરીર પણ લાંબો સમય ટકી શકે તેમ નથી.' એટલે પછી તેમણે શ્રી નારાયણજીભાઇના મૃત્યુ પછી થોડા જ સમયમાં સ્વર્ગસ્થની ઈચ્છાને સંદેશના સ્વરૂપમાં "કર્તવ્યના પંથે" નામનું પુસ્તક છપાવીને સંવત-૧૯૯૮ (ઈ.સ.-૧૯૪૨)માં જ જ્ઞાતિમાતાને ચરણે ધરી દીધું. પછી તેઓ બહુ જીવ્યા નહિ. સંવત-૧૯૯૯ (ઈ.સ.૧૯૪૩) ના વૈશાખ વદ-૧૪ના દિવસે ફક્ત ૪૫ વર્ષની વયમાં જ આ બીજો ટેકધારી અને પવિત્ર આત્મા દેહત્યાગ કરી પરમ જ્યોતમાં વિલિન થઈ ગયો.

ભાઈશ્રી નારાયજીભાઇએ આપેલો સંદેશો તો શ્રી વાલજીભાઈએ પૂજ્ય જ્ઞાતિમાતાને ચરણે ધરી દીધો છે. હવે એ જ સંદેશો આપણી આખી જ્ઞાતિના ઘર-ઘરમાં પહોંચાડવાની આપણી પવિત્ર ફરજ છે. અમે એ ફરજ અદા કરી આ પુસ્તક રૂપે તેને ઘર ઘરમાં પહોંચાડવા ઇચ્છીએ છીએ.

ઘેર ઘેર **સંદેશો** પહોંચાડવા સંબંધી અમારૂં નિવેદન એ છે કે આપણી જ્ઞાતિની મોટાભાગની વ્યક્તિઓને આજ દિવસ સુધી એ અનુભવ થયો નથી કે સ્વ. શ્રી નારાયણજીભાઇએ **વૈદિક ધર્મ** અંગિકાર કરેલ હતો. શ્રી નારાયણજીભાઈએ વૈદિકધર્મ અંગિકાર કરેલ હતો એ હકીકત છે જેની ખાત્રી આગળનાં પ્રકરણોમાં અમે કરાવી છે. વિશેષ આધાર નીચે રજુ કરીએ છીએ.

ભાવનગર નિવાસી શ્રી મનુભાઈ મીઠાણીએ શ્રી નારાયણજીભાઈ

Author of Pamphlet called "Bawa Iranshah Kon?



**વૈદિક ધર્મ** પ્રવર્તક આર્યસમાજી હતા એ હકીકતને સ્પષ્ટ કરતી એક પુસ્તિકા "**બાવા ઇરાનશા કોણ ?**" નામની આજથી પાંચ વરસ પહેલાં પ્રકાશીત કરેલ છે. તેના પાનાં નં. ૧૨ માં લખે છે. "વિરાણીથી એકલવીર સ્વ. પટેલ નારાયણજીભાઈ રામજીભાઈ લીંબાણીએ વેદધર્મનો જયનાદ ગજાવ્યો. એના નાદે બીલખાથી પૂ. બ્રહ્મલીન નથુરામ શર્માજી, ઢોલેરાથી સ્વ. રામેશ્વર મોરારજી વેદધર્મના માર્ગે લોકોને વાળવા લાગ્યા અને સ્વયશિસ્તના ખુલ્લા વિચારથી આર્ય સમાજ જોડે ઘડાણી દયાપુરમાં શુધ્ધિની વેદજ્યોત પ્રગટ થઈ. સ્વ. શ્રી નારાયણજીભાઈ રામજીભાઈ મૂર્તિ પૂજક ન હતા. તેના સાથીદારો સનાતન સંપ્રદાયી બની ગયા. તેથી જ આર્યસમાજ દીક્ષિત બંધુઓ વચ્ચે મતભેદની દીવાલ ઊભી થવાના કારણે હજુ સુધી એ કાર્ય અધુરૂં છે."

શ્રીમાન મનુભાઈ મીઠાણીના ઉપરોકત શબ્દોથી સ્પષ્ટ સમજી શકાય છે કે સ્વ. નારાયણજીભાઈ પોતે **વૈદિકધર્મ**ના સાચા અને અડગ અનુયાયી હતા પણ શ્રી રતનશીભાઇ ખીમજીભાઈ જેવા અનુયાયીઓ તેમનાથી વિરુધ્ધમાં **સનાતન** સંપ્રદાયી થઇ ગયા.

Book: Duleray Karaani...

"Jadeja Devajini Devvani"

હવે કચ્છના મહાન કવિશ્રી દુલેરાય કારાણીની પ્રેરણાથી ત્રણ વરસ પૂર્વે 'જાડેજા દેવાજીની દેવવાણી' નામની પુસ્તિકા છપાયેલ છે. તેમાં કવિ શ્રી કારાણી લખે છે : "મુ. ભાઇશ્રી સ્વ. નારાયણજીએ 'પીરાણા સતપંથની પોલ' નામનું પુસ્તક છપાવેલ છે. તેનું મેં પૂરેપૂરું અવલોકન કરેલ છે. તેનાં પાનાં–૧૭માં ભાઇશ્રી સ્વ. નારાયણજીભાઇ લખે છે : 'પછી ફુરસદ મેળવીને **મધુબાગ આર્યસમાજ મંદિર** તેમજ **હીરાબાગ** જેવાં મુંબઈનાં જાહેર સભાસ્થળોમાં જ્યાં જ્યાં ધાર્મિક વ્યાખ્યાનો થતાં ત્યાં ત્યાં હું જવા લાગ્યો. પછી ક્રમે ક્રમે મારા હૃદયમાં સનાતન સત્યનો ઉજ્જવલ પ્રકાશ ઉદિત થયો. **વેદધર્મ**નો મહિમા, સંસ્કારો અને વૈદિક કર્મોના અને આપણા પ્રાચિન ધર્મગ્રંથોના પવિત્ર ઋષિ જીવનના ઉંચા વિમલ આદર્શો, પવિત્ર કર્મકાંડના વિવિધ વિધાનો તેમજ શ્રુતિ સ્મૃતિ, પુરાણો, ઇતિહાસના પવિત્ર અમૃત ઉપદેશોનું હું જેમ જેમ પાન કરતો ગયો તેમ તેમ મારાં અંતરચક્ષુ વિશેષ વિશેષ ઉઘડવા લાગ્યાં

અને વેદધર્મને નામે પીરાણા સતપંથના પ્રવર્તકોએ જે જે પ્રપંચી ચમત્કારોની બનાવટી કપટ જાળ રચી હતી તેની ભેદ ભરેલી ઠગાઈ પણ અંતરની આંખો સામે ઉઘાડી પડતી ગઈ. થોડા જ સમયમાં હું એ બધું સારી રીતે સમજી શક્યો.

(પીરાણા પોલ પાનાં–૧૮): 'વેદધર્મની પવિત્ર ક્રિયાઓ તથા સંસ્કારોનો મહિમા સાંભળી કર્મકાંડ તેમજ સંસ્કાર વિધિ ઉપર મને ઘણી અભિરુચિ ઉત્પન્ન થઈ.'

(પીરાણા પોલ પાનાં–૨૧): 'પછી અમે સાત જણા સહકુટુંબ દેહશુદ્ધિ તેમજ ઉચિત સંસ્કારની સિદ્ધિ માટે નાસિક ગયા. ત્યાં પતિતપાવન શ્રી ગોદાવરીના પવિત્ર તીરે શ્રી ત્ર્યંબકેશ્વર જેવા તીર્થક્ષેત્રમાં નાસિકના કેટલાક પ્રસિદ્ધ **વેદવિદ્** વિદ્વાન બ્રાહ્મણો દ્વારા વૈદિક વિધિએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને, ઉત્સાહપૂર્વક જનોઈ લઈને અમે પવિત્ર **વેદધર્મ**ના દીક્ષિત તેમજ અધિકારી થયા' [ આ પ્રસંગ વિક્રમ સંવત ૧૯૬૪ (ઈ. સ. ૧૯૦૮) નાં જેઠ સુદ–૫ને ગુરૂવારે બન્યો. ]

ભાઈશ્રી નારાયણજીભાઈએ મૂર્તિપૂજાનો પણ જોરદાર વિરોધ કરેલ છે. તેમાંથી થોડી વિગત અહીં દર્શાવવામાં આવે છે.

(પીરાણા પોલ પાનાં–૮૨-૮૩): 'કેટલાક વામ, ચાર્વાક, કૌરવ અને કુલધર્મ જેવા અનેક અનીતિવર્ધક છુપા પંથોમાં ભળવા લાગ્યા. શંકરાચાર્ય મહારાજ પછી સોએક વર્ષે શક્તિપંથે બહુ જોર પકડ્યું. વિષયવાસનાની પરિતૃપ્તિ ઈચ્છનારા કેટલાક પાખંડીઓએ શક્તિપંથમાં વામમાર્ગ, કુલધર્મ, કાંચળીયા પંથ અને કાપાલિક માર્ગ જેવા ભયંકર ભેદી અને દુરાચારી ફાંટાઓ ઊભા કરી દીધા. શંકરાચાર્ય મહારાજના પવિત્ર સંપ્રદાયમાં પણ અનેક મતભેદો અને ફાંટાઓ ઉપસ્થિત થયા. તેથી વૈદિકધર્મની એક છત્રછાયા નીચે ભારતની અખિલ આર્ય પ્રજા હજી એકત્ર થઈને પવિત્ર વેદમાર્ગ પર આવી શકી ન હતી. એટલામાં તો સનાતન ધર્મમાં પણ અનેક ફાંટાઓ ઊભા થયા. **ઘેર ઘેર અને માણસે માણસે નવા નવા ધર્મની** ઉત્પતિ થઈ જેટલા

This is quoted out of context.
The context here is with regards to Islam religion and nothing to do with Murti Puja

**પથરા તેટલા દેવ બન્યા.** અને વાચાળ શક્તિથી મનમાની તોપો હાંકીને બીજાના મન પર ઊંડી અસર કરી શકે એવા કુશળ પાખંડીઓ અવનવા ધર્મના આચાર્યો બની બેઠા. તેમણે કેટલાક કલ્પિત અને બિનપાયાદાર મતમતાંતરો ભારતમાં ફેલાવી ઘેર ઘેર વહેમ, કલહ, કુસંપ અને અનાચારનો દાવાનળ પ્રગટાવી દીધો.'

શ્રી નારાયણજીભાઇએ આ કારણેજ જડપૂજાનો સખત વિરોધ કરેલ છે. નારાયણજીભાઈ પોતાના અનુયાયી મિત્રોને અને વડીલોને વેદધર્મ અપનાવવાની આગ્રહભરી ભલામણ કરી ગયા છે. પીરાણા પોલનાં કુલ પાનાં-૫૫૨ છે. તે સિવાય પોતે જે કંઇ લખ્યું છે. તેમાં વૈદિકધર્મ સિવાય બીજા કોઇ પણ સંપ્રદાયને અપનાવવાનું જણાવેલ નથી."

હીરાલાલ કારાણીનું ઉપરોક્ત અવલોકન **શ્રી નારાયણજીભાઈ વૈદિક ધર્મી હતા તે પુરવાર કરે છે.**

(૧) આ ઉપરાંત એક વિશેષ આધાર રજુ કરીએ છીએ. આ આધાર તેમના ભાષણનો ઉતારો છે. : સવંત : ૧૯૭૬ તા. ૨૮-૩-૧૯૨૦ માં મોટી વિરાણીમાં જ્યારે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની જાહેર સભા જ્ઞાતિસુધારક યુવક મંડળ દ્વારા આયોજિત કરવામાં આવી ત્યારે તેમાં શ્રી નારાયણજીભાઇએ આપેલ ભાષણનો ઉતારો છે. (જાહેર સભાનો અહેવાલ પાનાં-૨૩) "મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતિના જીવનચરિત્ર માં મેં વાંચ્યું હતું કે સ્વામીજી પંજાબમાં વેદાન્તનું રહસ્ય સમજાવતા હતા. પોતાના ભાષણમાં પુરાણોની ગપ કથાનું ખંડન પણ કરતા હતા તે વખતે સનાતની જુના વિચારવાળા ભાઇઓ તરફથી સ્વામીજીના માટે તિરસ્કાર પણ છૂટતો હતો. કેટલાક અજ્ઞાન ભાઇઓ સ્વામીને ગાળો પણ આપતા હતા. એટલું જ નહિ પણ ઈંટો અને પથ્થરોનો વરસાદ પણ સ્વામીજી ઉપર વરસાતો હતો. એવામાં એક ઈંટ સ્વામી દયાનંદને માથામાં વાગી તે એક સભ્ય ગૃહસ્થે જોઈ, મારનારને તેણે બરાબર ધ્યાનમાં રાખ્યો અને સ્વામીજીને કહ્યું કે તમે ફરીયાદ કરો હું તમારો સાક્ષી થવા તૈયાર છું.

તમને ઈંટ મારનારને હું બરોબર ઓળખું છું. ત્યારે સ્વામીજીએ કહ્યું કે નહીં ભાઈ મારું કામ સત્ય વસ્તુ શું છે તે કહેવાનું છે, નહિ કે ફરીયાદ કરવાનું. કંઈ હરકત નથી. મારો આત્મા મને ખાત્રી આપે છે કે મારા બોધથી અંતે જે માણસો હાલમાં મારા ઉપર ઈંટો અને પથરાનો વરસાદ વરસાવે છે, તેજ માણસોને મારા શબ્દોની અસર થશે ત્યારે પત્થરા તથા ઈંટોને બદલે મારા ઉપર ફુલનો વરસાદ વરસાવશે. અંતે સ્વામિજીની ભવિષ્યવાણી ખરી પડી છે. પંજાબમાં સૌથી વિશેષ બોધ સ્વામિ દયાનંદના વેદધર્મનો પ્રચલિત છે. સ્વામીજીના નામ પર પોતાના પ્રાણ ઓવારી નાખનાર વીર પુરૂષો લાખોની સંખ્યામાં પંજાબ તરફ આપ જોઈ શકશો. આ વાત મને લગભગ આઠેક વર્ષ ઉપર વાંચવામાં આવી હતી અને તેજ વખતથી મેં મારી જ્ઞાતિ તરફના સુધારાની દીશા બદલી હતી તેમજ અમારા મંડળના શુભેચ્છક સ્વર્ગવાસી મહારાજ રામેશ્વર મોરારજીનો પણ એજ બોધ અમને હતો. બન્ધુઓ આપ ઈતિહાસ તરફ દ્રષ્ટિ કરો. આ જમાનો કંઇ નાદીરશાહી કે ઔરંગઝેબનો નથી. આપણને કોઇ જબરીથી મારીને મુસલમાન કરતું નથી, છતાં પણ આપણે શા માટે સમજ્યા વગર આપણા આર્યોનો અતિ પવિત્ર અને ઉચ્ચ વેદધર્મને ભુલી જઇ એક ઇંદ્રજાળરૂપી પીરાણા ધર્મમાં ફસાયા છીએ ઇતિહાસોમાં સંભાજીના જેવા અનેક દાખલાઓ મળી આવે છે. પણ કોઈએ પોતાનો આર્યધર્મ તજ્યો નથી. પીરાણા ધર્મ હિન્દુ ધર્મ નથી એ વાત તો આખી દુનિયામાં પ્રસિધ્ધ છે.”

શ્રી નારાયણજીભાઈના ભાષણના ઉપરોક્ત શબ્દો વાંચવાથી એ સમજાશે કે તેઓ વેદધર્મ એવા આર્ય સમાજી હતા. અને આપણી આખી જ્ઞાતિને તે ધર્મ તરફ વાળવાની દૃષ્ટિ સ્વામી દયાનંદના પ્રચારની વાર્તા સાંભળીને રાખી હતી તેમની જ્ઞાતિ સુધારાની દીશા જ બદલી ગઈ હતી. તેઓ પાકા વેદધર્મી બન્યા હતા.

તેથી સ્વ. શ્રી નારાયણજીભાઇએ હમેશાં ઇશ્વરે પ્રબોધેલા વેદધર્મનો જ પ્રચાર કર્યો છે. જે હમેશાં ઇશ્વરનું કામ કરે છે તેમને પક્ષે ઇશ્વર

હોય છે. તેનો પ્રત્યક્ષ દાખલો એ છે કે માત્ર સ્વ. શ્રી નારાયણજીભાઇની જ જન્મશતાબ્દી આપણે ઉજવી અને શ્રદ્ધાંજલિરૂપે તેમની જ પ્રતિમાની સ્થાપના કરી. તે પ્રસંગે ઉપર સંવેં મહાનુભાવેએ તેમની જ પ્રશંસા કરી, કોઇએ આ પ્રસંગ ભાઈશ્રી રતનશીભાઈની પ્રશંસા કરી નહિ. નહિતો અત્યારે આપણી જ્ઞાતિમાં સનાતની ભાઈઓનું જોર છે અને શ્રી રતનશીભાઈની પ્રેરણાથી ઠેર ઠેર મંદિરો થઈ ગયાં છે આ બધું જોતાં ગામે ગામ શ્રી રતનશીભાઈનાં બાવળા ઊભા થઈ જવાં જોઈતાં હતાં અને જ્ઞાતિમાં તેમનાં જ ગુણગાન ગવાતાં હોવા જોઈતાં હતાં, પણ તેવું કશું થયું નથી.

### એક સબળ દસ્તાવેજી પૂરાવો :

મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી દ્વારા સર્વપ્રથમ સ્થાપિત આર્યસમાજ મુંબઈ (માધવબાગ-કાકડવાડી આર્ય સમાજ) ની તા. ૨૯મી મે સને ૧૯૧૦ ને બપોરે ૨ વાગ્યે વાર્ષિક સાધારણ સભા મળી હતી તે દિવસે હાજર રહેલા સભાસદોમાં (સભ્ય સંખ્યા - ૭૫) નારાયણજી રામજી પણ હતા. હજી પણ કાકડવાડી આર્યસમાજ (માધવ બાગ)ના વર્ષો જૂના રેકોર્ડસમાં આ માહિતી મૌજુદ છે.



# 'લેખક'ના
## જીવનના મહત્વના પ્રસંગો

### કરાંચીના અનુભવો :-

* (સંવત : ૧૯૭૩–૧૯૭૯ : ઈસ. ૧૯૧૭-૧૯૨૩) *

મારી ઉંમર ૧૨ વર્ષની થઈ ત્યારથી હું સંતપંથ ધર્મમાં રસ લેતો લાગી ગયો હતો. અઢાર વર્ષની ઉંમરે તો તેની દરેક ક્રિયાઓ મે કંઠસ્થ કરી લીધી હતી.

**લુડવાથી કરાંચી** :- હું ૧૯ વર્ષની વયે ધંધાર્થે સંવત ૧૯૭૩ (ઈ.સ. ૧૯૧૭) માં કરાંચી ગયો. ત્યાં જતાં વેંત પથ્થર ઘડાઇનું કામ શિખવા લાગી ગયો. ત્યાં ભાઇઓના સહકારથી અઢી વરસમાં હું પાકો ઘડાઈઓ બની ગયો. પછી સંવત–૧૯૭૬ (ઈ.સ. ૧૯૨૦)ના કારતક માસમાં મારા કુટુંબને પણ કરાંચી તેડાવી લીધું. ત્યાર પછી ફકત ૭ જ મહિનામાં રણછોડ લાઈનમાં પ્લેગ નામનો ભયંકર રોગચાળો ફાટી નીકળ્યો. આ રોગચાળામાં અમારા ગામ લુડવાના બહુ જ બુદ્ધિશાળી અને શિલ્પકળાના મહાન અનુભવી એવા યુવાનો ભાઇશ્રી લધા મેઘજી દીવાણી, ઉંમર વર્ષ–૨૯ અને શ્રી ખીમજી માવજી વેલાણી, ઉંમર વર્ષ ૩૧નાં અવસાન થઈ ગયાં. આથી અમારા ગામના ભાઈઓમાં હાહાકાર વ્યાપી ગયો. દસ–બાર કુટુંબ ભયનાં માર્યા કચ્છમાં જવાની તૈયારી કરવા લાગ્યાં. મને પણ આવી પરિસ્થિતિમાં કચ્છ ચાલ્યા જવું સલામત લાગ્યું. આથી બધાં સાથે મારા કુટુંબને લઈને હું વૈશાખમાં લુડવા આવતો રહયો.

### લુડવામાં કવિશ્રી વીરમ બારોટનો મેળાપ :-

કરાંચીથી લુડવા આવ્યે મને માંડ પંદરેક દિવસ થયા હશે, તેવામાં ગામ શ્રી દરશડીના કવિશ્રી વીરમ બારોટ લુડવા આવ્યા. કુદરત સંજોગે હું તે વખતે ડેલીમાં બેઠો હતો. એટલે મને પૂછયું. "રવજી પટેલનું ઘર

ક્યાં છે ? તેઓ ક્યાં મળશે ? મારે તેમને મળવું છે. માટે તમે બોલાવી લાવશો ?"

હું તરત ઊઠયો અને રવજી બાપાને બોલાવી લાવ્યો. રવજી લાલજી મારા મોટા બાપા થતા હતા અને ગામના પટેલ હતા. અમે ત્રણે જણ ડેલીના ઓટા ઉપર બેઠા. થોડા સમયમાં જ વીરમ બારોટની ખબર પડવાથી ગામના બીજા પાંચ-સાત વડિલો પણ આવી ગયા. વીરમ બારોટ એક સારા કવિ હતા અને અમારા પાંચાડામાં સારી રીતે જાણીતા હતા.

બારોટજી અને રવજીબાપા સાધારણ વ્યવહારૂ વાતો કરી રહયા હતા તેવામાં આવેલા વડીલો પૈકીના એક વડીલ ભાઈ શ્રી માવજી રત્ના વેલાણીએ બારોટજીને પોતાની મુખવાણી સંભળાવવા વિનંતિ કરી. તેના જવાબમાં બારોટજીએ તેમને પૂછયું કે " તમે કણબી છો કે નહિ ? " માવજીભાઈ અને બીજા બારોટજીના પ્રશ્નનો સંદર્ભ સમજી શકયા નહિ.

માવજીભાઈએ જવાબ આપ્યો "અમે કણબી છીએ તેના કેમ પડાય?"

"ત્યારે સાંભળો" એમ કહી વીરમ બારોટે સતપંથ ધર્મના વિરોધમાં તેમણે જે કવિતાઓ બનાવી હતી તે સંભળાવવા લાગ્યા. આ કવિતાઓમાં કણબી જ્ઞાતિની અનહદ અપકીર્તિ કરવામાં આવેલ અને તેને પશુથી પણ હલકી કોટીમાં ઉતારી પાડવામાં આવી હતી. અને તે માત્ર સતપંથ ધર્મ અપનાવ્યો હતો તેને કારણે.

આવી અપકીર્તિ ભર્યા શબ્દો મારી છાતીની આરપાર નીકળી ગયા. તે જ વખતે મેં મારા હૃદયથી સતપંથ ધર્મનો ત્યાગ કરી દીધો. તે વખતે મોટામાં મોટી આફતમાંથી મુક્ત થયો હોઉં એવો સંતોષ મનથી અનુભવવા લાગ્યો. આ પ્રસંગ પછી માત્ર એક જ મહિનો કચ્છમાં રહીને પાછાં અમે સવંત ૧૯૭૬ ઈ.સ. ૧૯૨૦ ના જેઠ માસમાં કરાંચી પહોંચી ગયાં.

## કરાંચીમાં પ્રત્યઘાત :-

સતપંથ ધર્મનો ત્યાગ કરી દીધેલ હોવાથી કરાંચીમાં હું "જગ્યા"માં જતો નહિ. પહેલાં તો હું નિયમિત જગ્યામાં જતો અને 'કલમા' બોલાવતો

આથી 'જગ્યા'માંની મારી ગેરહાજરી બધાને ખટકતી એટલે અમારા ગામના ભાઈઓ મને પૂછવા લાગ્યા કે હું હમણાં 'જગ્યા'માં કેમ નથી જતો.

હવે હું તેમને જો એમ કહું કે મેં **સ્તપંથ** છોડી દીધું છે તો ગામના ભાઈઓમાં મારી કિંમત રહે નહિ. એટલે હું તેમને જવાબ આપતો કે મારું ઘર ઘણું જ દુર હોવાથી હાલમાં અવાતું નથી તો માફ કરશો.

તે વખતે હું **હાજરાવાળી** કમ્પાઉન્ડમાં રહેતો હતો અને 'જગ્યા' **ખોજા મહેરઅલી** કમ્પાઉડમાં આવેલ **રણછોડ લેન**માં હતી. આ કમ્પાઉન્ડ **મોટી** '**કમ્પાઉન્ડ**'ના નામથી જાણીતી હતી. મારા ઘર અને 'જગ્યા' વચ્ચે ખાસું અંતર પડતું.

## કરાંચીમાં નારાયણજીભાઈની પરિષદ :-

પછી બે **વરસ** બાદ સંવત –૧૯૭૮ ઈ.સ. ૧૯૨૨)ના આસુ સુદ ૧૫ની આજુબાજુ આપણી જ્ઞાતિના આદ્યસુધારક સ્વ. શ્રી નારાયણજીભાઈની પ્રેરણાથી કરાંચીમાં પરિષદ મળી. આ પરિષદમાં શ્રી નારાયણજીભાઈ સાથે મુંબઈથી શ્રી રતનશીભાઈ ખીમજી મોટી વિરાણી વાળા તથા રામજી જેઠા ગઢશિશાવાળા મળી કુલ સાત જણ આવેલ આ સર્વે ભાઈઓની સલામતિ જળવાય એટલા માટે '**સદર**'માં આવેલ '**ચના ઉમરશી**'ના મકાનમાં તેમને ઉતારો આપવામાં આવેલ હતો.

શ્રી રતનશીભાઈ ખીમજી મારા સંબધિ થતા હતાં. તેમના પિતાજી અને મારા પિતાજી બંને સગા મશિયાઈભાઈ થતા. તેથી મારો તેમની સાથે વહેલેથી પરિચય હતો તેઓ મને સારી રીતે ઓળખતા.

હું પહેલેજ દિવસે રતનશીભાઈને મળવા ઉતારે ગયો. રતનશીભાઈને મારા સંસર્ગને લીધે ખબર પડી ગયેલ કે મને હવે **સ્તપથ** તરફ પ્રેમ રહ્યો. નથી. હું હવે સુધારાવાદી માનસ ધરાવતો થઈ ગયો હતો.

મને રતનશીભાઈએ કહ્યું : ''શિવગણભાઈ આવતી કાલે અહીં યુવક મંડળની પરિષદ થવાની છે. તમો પણ જરૂર આવજો અને પછી

પણ યુવક મંડળ સાથે રહીને પ્રચાર કરજો."

સુધારાવાદી વિચારોનો કરાંચીમાં તે વખતે પ્રચાર કરવો બહુ મુશ્કેલ હતો કારણકે આખી કરાંચીમાં જેટલા આપણા ભાઈઓ રહેતા હતા તેમાં બે ચાર કુટુંબોને બાદ કરતાં બધા કટ્ટર સતપંથી હતા.

મેં રતનશીભાઈને કહ્યું : "રતનશીભાઈ અહીં કરાચીમાં તમારી સાથે ભળે એવાં બેચાર કુટુંબો જ છે. બાકી આખી કરાંચી સતપંથી એોથી ભરેલી છે તેમાં પ્રચાર કરવો અતિ મુશ્કેલ છે."

ત્યારે તેઓ બોલ્યા : "તોય મરદ થઇને મંડયા રહેજો."

પરીષદ રણછોડ લાઈનની મોટી કમ્પાઉન્ડની અંદર ભરવામાં આવી હતી. આ કમ્પાઉન્ડની અંદર જવાનો મોટો અને જાહેર દરવાજો માત્ર એક જ હતો. સતપંથીભાઈઓ પરિષદમાં જાય નહિ એ માટે આ દરવાજા ઉપર સતપંથી યુવાન ભાઈઓ ખડે પગે ચોકી કરતા.

આ કમ્પાઉન્ડની ચાલમાં ભાઈશ્રી ખીમજી શિવજી મગવાણુવાળા રહેતા હતા. તેમના ઘરનો એક નાનો દરવાજો કમ્પાઉન્ડના બહારના ભાગમાં રસ્તા ઉપર ખુલતો હતો. ખીમજીભાઈ **સુધારક મત**ના અને 'પહોંચેલ' હતા. તેથી સતપંથી ભાઈઓની ચોરી છુપીથી ખીમજીભાઈના ઘરમાંથી થઇને હું પરિષદમાં દરરોજ હાજરી આપતો. પરિષદ ચાર દિવસ ચાલી છેલ્લે દિવસે પરિષદમાં સુધારક પ્રવૃત્તિને વેગ મળે એ માટે દરેક ભાઇઓને પોતાનો 'ફાળો' નોંધાવવાની અપીલ કરવામાં આવી. આ અપીલથી અભિભૂત થઇને મેં પણ પાંચ રૂપિયાનો ફાળો નોંધાવ્યો. બધાનો ફાળો નોંધાઈ ગયા પછી ફાળાનું લીસ્ટ નામવાર મોટા અવાજથી વાંચી સંભળાવવામાં આવ્યું. તેમાંથી મારું નામ મોટા દરવાજા ઉપર ઉભેલા મારા ગામના ભાઈઓ સાંભળી ગયા.

**પરિષદના પ્રત્યાઘાત** :– બીજે જ દિવસે રાત્રે અમારા ગામના ભાઈશ્રી મનજી ખેતા વેલાણીને ઘેર કરાંચીમાં રહેતાં લુડવાનાં સર્વે ભાઈબહેનોની એક મિટીંગમાં મને રાત્રે એક વાગ્યે બોલાવવામાં

આવ્યો. સર્વે ભાઇઓ વતીથી ભાઈશ્રી ખેતશી પ્રેમજી લીંબાણીએ મેં [ખેતશીભાઈના મતે ઠોલીયા [હકકટ]ની) પરિષદમાં ફાળો નોંધાવી ગામના સર્વે ભાઇઓના નિર્ણયનો અનાદર કર્યો હતો તેનો ખુલાસો પૂછયો. મેં મારો ખુલાસો રજુ કર્યો પણ તે ખુલાસો ભાઇઓને ગળે ઉતર્યો નહિ. તેથી તેમણે સર્વાનુમતે ઠરાવ કરી મારા ઘરને 'ગામ બહાર' કર્યું.

તે જમાનામાં 'ગામ બહાર' કે 'નાત બહાર' થવું એટલે સામાજિક આર્થિક અને ધાર્મિક બહિષ્કાર ! સર્વે પ્રકારનો વ્યવહાર કપાઈ જતો. એટલું જ નહિ તે કુટુંબના સંબંધીઓને પણ તંગ કરવામાં આવતાં. બહિષ્કૃત વ્યક્તિ બિલકુલ સર્વરીતે નિસહાય થઈ જતી.

મને બહિષ્કૃત કરવાના ગામવાળા ભાઇઓના ઠરાવથી મને ખૂબ જ દુ:ખ અને ચિંતા થઈ. તે વખતે કરાંચીમાં કામની ઘણી જ 'માઠી' હતી છતાં, પણ ગામના ભાઇઓના સહકારથી મને કામ મળી રહેતું જે હવે બંધ થઈ જવાનું હતું. જાણી ગામના ભાઇઓ સાથે પણ ઝાઝી ઓળખાણ થઈ ન હતી જેમનો હું સહકાર લઈ શકું હવે શું કરવું ?

આવી પરિસ્થિતિમાં મારે બે બાબતોમાંથી એક બાબત પસંદ કરવાની હતી કાં તો 'સતપંથ' ફરીથી સ્વીકારી ગામવાળા ભાઇઓની માફી માગી લેવી અથવા કરાંચી છોડવું મારે માટે ત્રીજો કોઈ વિકલ્પ ન હતો. બે વિકલ્પોમાંથી કયો પસંદ કરવો એના માનસિક સંઘર્ષમાં આખી રાત વીતી ગઈ. આખી રાતના સંઘર્ષ પછી મનમાં નક્કી કર્યું કે સતપંથ તો હવે પ્રાણાંતે પણ સ્વીકારી શકાય નહિ, કરાંચી છોડવું રહયું. કરાંચી છોડીને કયા જવું એ પણ સૂઝતું ન હતું. ખૂબ વિચારતાં અચાનક એક સજ્જન હિતેચ્છુની યાદ આવી. સજ્જનનું નામ હતું શ્રી નાગજી કરશનજી સોની જે કચ્છ કોટડા ચકારના મુળ વતની હતા અને એક વરસથી કરાંચીમાં સોની કામની દુકાન ચલાવતા હતા. મારાં એક બહેન કોટડામાં હતાં તેથી નાગજીભાઈ સાથે ત્યાં ઓળખાણ થઈ હતી.

હું શ્રી નાગજીભાઈને સવારના મળ્યો અને બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. નાગજીભાઇએ મારી વાત ધ્યાનથી સાંભળી. પછી તેમણે મને

સલાહ આપી કે મારાથી હવે કરાંચી રહી શકાય નહિ. તેમણે મને ઝરીયા બિહાર જવાનું સુચન કર્યું. કારણ કે ત્યાં તેમના એક વખતના શેઠ વરસામેડીના જીવાભાઈ મિસ્ત્રી કોન્ટ્રાકટરનું કામ કરી રહયા હતા. તેમને અનુભવી સારા માણસોની જરૂર હતી.

ઝરીયા બહુ દુર આવેલું, કલકતાની નજીક, બિહારનું કોલસાની ખાણોનું એક ક્ષેત્ર છે. જયાં તે વખતે પૂરજોશમાં કામ ચાલતું હતું. મને નાગજીભાઈએ કહયું કે તે જીવાભાઈ ઉપર ભલામણપત્ર લખી આપશે જેથી મને ત્યાં તરત જોઈતું કામ મળી રહેશે. અને હું ત્યાં સારું કમાઈ શકીશ. મને તેમનું સૂચન અનુકુળ લાગવાથી મેં તેમને પત્ર લખી આપવા કહયું.

ઝરીયા મુંબઈ થઈને જવું પડતું. હું પહેલાં મુબઈ કયારેય ગયેલ નહિ તેથી સથવારા માટે, મને મુંબઈથી આવેલ પરિષદના ભાઈઓની યાદ આવી આ ભાઈઓને મળીને મેં જાણી લીધું કે તેઓ આવતી કાલે સવારની સ્ટીમરમાં મુંબઈ જવા ઉપડી જશે. મેં તેમને મારી સાથે તેમને લીધે બનેલી રાતવાળી ઘટનાની હકીકત જો કે કહી નહિ પણ એટલું કહયું કે મારે તેમની સાથે મુંબઈ જવું હતું. તેમને કારણે મારે કરાંચી છોડવું પડે છે તેની પરિષદના ભાઈઓને ખબર ન હતી. હું ત્યાં વધારે રોકાયો નહિ, સ્ટીમર ઉપડવાનો સમય જાણી સીધો ઘેર આવતો રહયો.

## સ્ટીમરમાં નારાયણજીભાઇ સાથે મુલાકાત :-

બીજે દિવસે એટલે કે સંવત–૧૯૭૮ (ઈ.સ. ૧૯૨૨)ના આસો મહિનાના અંત ભાગમાં પરિષદના ભાઈઓ સાથે હું સવારના મુંબઈ જતી સ્ટીમરમાં બેસી ગયો. સ્ટીમરમાં મારી પથારી ભાઇશ્રી રામજી જેઠા ગઢશીશાવાળાની બાજુમાં હતી. રતનશીભાઈ અને નારાયણજીભાઈની પથારી અમારાથી દુર બીજી જગ્યાએ હતી. શ્રી રામજી જેઠા સાથે મારો પરિચય હતો નહિ. તેથી તે આખો દિવસ અમારી વચ્ચે કંઈ વાતચીત થઈ નહિ. બીજે દિવસે સવારના તેઓએ મારા સામે જોઇને પુછયું : " છોકરા, તું કયા ગામનો છે ?"

મેં જવાબ આપ્યો : "લુડવાનો"

તેમણે ફરી પુછયું : "કોનો દીકરો છે ?"

મેં કહયું : "કાનજી પટેલનો"

ત્યારે તેઓ બોલ્યા : "અરે ! તું તો મારા પાંચાડાનો અને અમારો છો. જાય છે કયાં તે તો કહે ?"

મેં કહયું : "કલકતા"

તેમણે પુછયું : "કલકતા" શા માટે જાય છે. ?

મેં કહયું કલકતાની બાજુમાં ઝરિયા ગામ છે ત્યાં રેલવેનાં કામ ચાલી રહયાં છે. એ કામ કરવા જાઉં છું."

તેમણે પૂછયું : તું શાનું કામ કરે છે. ?"

મેં કહયું : "સલાટનું."

ત્યારે તેઓ આશ્ચર્યથી બોલી ઊઠયા : "અરે ! સલાટનું કામ તો કરાંચીમાં ઘણું ચાલી રહયું છે અને ત્યાં આપણા ભાઇઓ પણ ઘણા છે, છતાં આટલે દૂર જાય છે ! તે પણ સાવ એકલો ! સાથે તો કોઇ દેખાતું નથી. વળી ઝરિયામાં આપણી જ્ઞાતિનો એક પણ માણસ રહેતો નથી. છતાં ત્યાં જવાનો વિચાર તને કેમ આવ્યો ?"

ત્યારે રામજીભાઇના આ સવાલના જવાબમાં કરાંચીમાં જે કાંઈ મારી સાથે બીના બની હતી તે બધી જ વિગતવાર મેં તેમને કહી સંભળાવી. આ હકીકત સાંભળીને રામજીભાઈ ઘણા જ દિલગીર થયા અને શ્રી નારાયણજીભાઈ સાથે વાત કરવા મને સાથે લઈ ગયા. શ્રી રામજીભાઇએ નારાયણજીભાઇને મારી તમામ વાત કહી સંભળાવી શ્રી નારાયણજીભાઇ પણ અતિશય દિલગીર થયા.

તેઓ બોલ્યા : "અમારી પરિષદને તે પાંચ રૂપિયા આપ્યા તેથી તારે તારાં કુટુંબને રખડતું મુકીને કરાંચી છોડવું પડયું, એ ગજબ કહેવાય ! હવે સાંભળ શિવગણ, તને અમે ઝરિયા જવા દેશું નહિ.

મુંબઈમાં જ તું સારામાં સારૂં કમાઇ શકે એવો ધંધો આપશું પછી થોડા જ દિવસમાં આપણે તારા કુટુંબને મુંબઈ બોલાવી લઈશું. એટલે એ વિશેની પણ તારે જરાય ચિંતા કરવી નહિ. અમે જીવતા હોવા છતાં તને આટલે બધે દુર જવા દઇએ તો પછી અમારે ડુબી મરવું જોઈએ."

પછી તરત શ્રી રામજીભાઈ બોલ્યા : "તું ભણેલો છે કે કેમ ?

મેં જવાબ આપ્યો : "સાધારણ ગુજરાતી જાણું છું."

પછી રામજીભાઇએ મને જાત જાતના હિસાબો પૂછયા જેના મેં શીઘ્ર અને સાચા જવાબો આપ્યા. એટલે તેઓ બહુ જ ખુશ થયા અને બોલ્યા : "તને હું મુંબઈમાં જ દુકાન કરી આપીશ." આવી આનંદની વાત સાંભળી મારા મનમાં ખુશી વ્યાપી ગઈ અને આત્માને પરમ શાંતિ થઈ.

પછી તો અમે આનંદથી, ક્યારેક ધંધાની તો ક્યારેક કૌટુંબિક અને ક્યારેક સામાજીક વાતો કરતા બે રાત અને બે દિવસ પછી સાંજે મુંબઈ પહોંચ્યા. નારાયણજીભાઈ મને તેમની સાથે તેમને ઘેર ઘાટકોપર લઇ ગયા.

આ તેમની સાથેની મારી પ્રથમ અને પ્રત્યક્ષ મુલાકાત હતી.

## મુંબઈના અનુભવો :-

* (સંવત : ૧૯૭૯-૧૯૮૩ : ઈ.સ. : ૧૯૨૩-૧૯૨૭) *

મુંબઈમાં મારા આગમનને થોડો સમય વીતી ગયો હશે ત્યારે ભાઇશ્રી રામજી રાજા, મોટી વિરાણીવાળા શ્રી નારાયણજીભાઇને મળવા તેમને ઘેર સવારના આવ્યા. ભાઈશ્રી નારાયણજીભાઇએ રામજીભાઈને મારા સંબંધી સઘળી હકીકતથી વાકેફ કર્યા. પછી ભાઈશ્રી રામજી રાજા મને જમાડવા માટે પોતાને ઘેર લઈ ગયા. ત્યાં રામજીભાઈનાં ધર્મપત્ની પૂજ્ય ધનુમા જેવા પવિત્ર આત્માના હાથનું ભોજન લઇને હું કૃતાર્થ થઈ ગયો. પ્રેમ અને ભોજનની મીઠાશ અનુભવીને હું પરમ તૃપ્ત થયો.

આ પ્રસંગને આજ લગભગ ૬૨ વર્ષ થયાં છતાં પણ હું એ પવિત્ર માતુશ્રીએ આપેલ ભોજન અને આશિર્વાદને હજુ સુધી ભુલ્યો નથી.

**ધંધાની શરૂઆત :-**

ભાઈશ્રી રામજી રાજાને ઘેરથી હું અને તેઓ જમીને પાછા નારાયણજીભાઈના ઘેર આવ્યા. ત્યાં રામજી જેઠા ગઢશીશાવાળા બેઠા હતા. તેઓ મને સાથે લઇને તરત ભાઈશ્રી મનજી કાનજી મમાયમોરાવાળાને ઘેર ગયા. મનજીભાઈને મળ્યા. શ્રી રામજીભાઈએ મનજીભાઈને મારી ઓળખાણ કરાવી અને મારી સંપુર્ણ હકીકત સંભળાવતાં કહ્યું કે તેઓ બન્ને (રામજીભાઈ અને મનજીભાઈ)મલાડમાં ભાગીદારીમાં જે દુકાન કરવાનું વિચારે છે તે દુકાનમાં તેઓ (રામજીભાઈ) છ હજાર રૂપિયા જેવી મોટી રકમ (તે જમાનામાં ઘણી મોટી કહેવાય) રોકવા તૈયાર છે પણ શરત એ છે કે તે દુકાનમાં મને (શિવગણ કાનજીને) બે આનાનો ભાગીદાર બનાવીને ચલાવવા આપવી. પછી તેમણે (રામજીભાઈએ) મારા ઘરખર્ચ રહેણાંક, વગેરે સંબંધી શરતો પણ રજુ કરી જે મનજીભાઈએ સહર્ષ સ્વીકારી લીધી.

મલાડની પુર્વ દિશાના પહાડમાં પથ્થર ફોડવાની ઘણી ખાણો ચાલતી હતી. તેમાં આશરે પાંચસો જેટલા માણસો કામ કરતા હતા. એ માણસોને રાશન પુરૂં પાડવા માટે અમે દુકાન કરવાના હતા. આ દુકાન સંવત ૧૯૭૯ (ઈ.સ. ૧૯૨૩)ના કાર્તક સુદ–૧ના શુભ દિવસે ચાલુ કરી દીધી. પછી તરત કરાંચી પત્ર લખી મારાં કુટુંબને બોલાવી લીધું. મલાડના રેલવે સ્ટેશનની સામેજ જૈન દેરાસર હતું. તે વાડીની અંદર ઘર મળી ગયું હતું. એટલે આનંદથી ગોઠવાઈ ગયાં.

**શ્રી નારાયણજીભાઇનો 'વૈદિકધર્મી' તરીકેનો પ્રથમ પરિચય :-**

દુકાન ચાલુ કર્યા પછી લગભગ પંદરેક દિવસ બાદ ઘાટકોપરથી શ્રી નારાયણજીભાઈ પણ દુકાન જોવા આવી ગયા. તેઓ ઘણો સમય

બેઠા. ધંધાની અને ધર્મની તે વખતે ખુબ વાતો કરી તેમાં ધર્મ સંબંધી વિશેષ ચર્ચા થઈ મેં "સતપંથ" છોડી દીધું હતું એટલે તેનાં દૈનિક કર્મો કરવાનાં છોડીને દરરોજ ગીતાજીનું વાંચન કરતો અને કૃષ્ણ ભગવાનની છબી રાખી દીવા બત્તી કરતો. ધર્મ સંબધી આવાં દૈનિક કર્મોની મેં નારાયણજીભાઈને વાત જણાવી. શ્રી નારાયણજીભાઈ આ વાત જાણીને બોલ્યા : "જો શિવગણ, તું અત્યારે મૂર્તિપૂજામાં સાધારણ સપડાઈ ગયો છે, પરંતુ એ ધર્મ નથી, ધર્મ તો એ છે જે કચ્છમાં જ્ઞાતિને સંવત ૧૯૫૧ (ઈ.સ. ૧૮૯૫)માં સ્વામી જ્ઞાનાનંદજીએ સમજાવ્યો હતો તે 'વેદ' છે. એટલે ભવિષ્યમાં તને જ્ઞાન થશે ત્યારે આ જડપુજાનો ત્યાગ કરી **વૈદિકધર્મ**ને અપનાવવો જ પડશે મહિનામાં અહીં આપણી પરિષદ મળવાની છે તેનો લાભ લેજે."

શ્રી નારાયણજીભાઈએ જે **'વેદધર્મ'**નો ઉલેખ કરેલ તે ધર્મ વિશે હું તે વખતે બિલકુલ જાણતો ન હતો. પણ તેમને સ્વામી જ્ઞાનાનંદજીનો ઉલેખ કર્યો જેમણે આ ધર્મનો પ્રચાર કરેલો તેમને હું ઓળખતો હતો. તેઓ અમારા ગામના જ વતની હતા. તેમનાં પ્રવચનોનો મને સુડવામાં અગાઉ લાભ મળેલો હતો. તેમનાં સત્સંગમાં ખુબ રસ પડતો. જો કે ધર્મ વિશે યોગ્ય રીતે સમજવા જેટલી તે વખતે મારી ઉંમર ન હતી. હું જયારે અગ્યાર વરસનો હતો ત્યારથી તેમના સત્સંગનો લાભ લેતો. મેં સ્વામીજીની સેવા પણ કરેલી હતી, શરીર પણ દાબી આપતો. આથી સ્વામીજીના નામનો નારાયણજીભાઈનાં મુખેથી થયેલો ઉલ્લેખ સાંભળી હું રોમાંચિત થઈ ગયો.

આ સ્વામીજીના કાર્યના સમર્થનમાં તેમનો ટુંકો ઇતિહાસ અત્રે પ્રસ્તુત કરૂં છું;

## સ્વામી જ્ઞાનાનંદજીનો ઈતિહાસ :–

સ્વામી શ્રી જ્ઞાનાનંદજીનું મુળ નામ ખેરાજભાઈ હતું. તેઓ લુહાણા જ્ઞાતિના સપુત હતા. તેમની અમારા ગામમાં રસકસની દુકાન હતી. રહેવા માટે વિશાળ મકાન હતું. (આ મકાન અત્યારે વીરજી

રામજી વેલાણી, ખારીવાડીવાળા પાસે છે.) ખાધે પીધે ખૂબ સુખી હતા.

કુંટુંબમાં ચાર જણ હતાં તેઓ પોતે, તેમનાં માતાજી, મોટાભાઈ શામજીભાઈ અને મોટાં બહેન જેઠીબાઇ. તેઓ પોતે ત્રણે ભાંડરુઓમાં સૌથી નાના હતા. તેમના પિતાનું તેમની નવ વરસની ઉંમર વખતે જ અવસાન થઈ ગયું હતું.

મોટાં ભાઈ-બહેનનાં યોગ્ય સમયે લગ્ન થઈ ગયાં. બંને ભાઇઓના વિચારો પહેલેથી જ ધાર્મિક. સંસારિક જીવનમાં રસ ઓછો તેથી મોટા ભાઈ શામજીભાઇએ લગ્નના બે વરસ બાદ સંસારનો ત્યાગ કરી હમલા મંજલના દ્વારામાં જઈ દીક્ષા લઇ લીધી અને સાધુ બની ગયા. તેમણે શ્રી શામદાસ નામ ધારણ કર્યું. તેમણે સાધુ થયા પછી ઘણાં ભજનોની રચના કરી હતી, જે તે વખતે લોકોમાં ગવાતાં હતાં.

મોટો દીકરો સાધુ થઈ જવાથી માતાને ખુબ દુઃખ લાગ્યું પણ નાનો દીકરો ખેરાજ હતો એટલે તેમણે મન મનાવી લીધું અને ખેરાજને પરણાવવાના વિચારો અને પ્રયત્નો કરવા લાગ્યાં. મારા મોટા બાપુજી શ્રી રવજી લાલજી અને ખેરાજભાઇ બંને સરખી ઉંમરના. બંનેનો જન્મ સંવત : ૧૯૧૯(ઈ.સ. ૧૮૬૩)માં થયેલો, તેથી બંને ગાઢ મિત્રો હતા.

સંવત : ૧૯૪૧ (ઈ સ. : ૧૮૮૫)માં એટલે કે ખેરાજભાઈ બાવીસ વરસના હતા ત્યારે હમલા મંજલના સાધુઓના દ્વારા તરફથી એક, ત્રણ દિવસનો 'ઓચ્છવ' ગોઠવવામાં આવ્યો. ઓચ્છવમાં ખેરાજભાઈ, તેમનાં માતાજી અને મારા મોટા બાપુજી એમ ત્રણ જણ ઘુડવાથી ગયેલા. ઓચ્છવમાં ધર્મપ્રેમી લુહાણા જ્ઞાતિનાં ઘણાં પરિવારો આવેલા હતાં. ખેરાજભાઇનાં માતાજી અને મારા મોટા બાપુજી લુહાણા જ્ઞાતિનાં આ પરિવારોમાંથી ખેરાજભાઇને યોગ્ય કન્યાની તપાસ કરવા લાગી ગયેલા, પરંતુ ખેરાજભાઇનો જીવ તો કયાંક બીજે જ લાગેલો હતો. તેમના મનમાં બીજા જ વિચારો દોડતા હતા. આ વિચારોની તેમનાં માતુશ્રી અને તેમના મિત્ર મારા મોટા બાપુજીને ખબર ન હતી.

આ ઓચ્છવમાં મુંબઈ પૂર્વ માટુંગાથી શ્રવણશાળાવાળા વેદાંત

સંન્યાસીઓની એક મંડળી પણ આવેલી હતી. ખેરાજભાઇને આ સંન્યાસીઓની મંડળીનો સત્સંગ થઈ ગયો. તેમનો જીવ એવા સત્સંગ તરફ જ દોડતો રહેતો. સંન્યાસીઓના સત્સંગથી ખેરાજભાઇએ પણ સંન્યસ્ત ધારણ કરી લીધું. તેમનું ખેરાજને બદલે સ્વામી શ્રી જ્ઞાનાનંદજી નામ પાડવામાં આવ્યું.

સંન્યસ્ત ધારણ કરીને અને પોતાના ગુરૂજીને સાથે લઈ ખેરાજભાઈ -જ્ઞાનાનંદજી- ત્યાં ઓચ્છવમાં જ માતાજી અને મિત્રને મળવા ગયા. માતાજીને જોઈ તેમના ચરણોમાં ઢળી પડયા. માતાજીએ જોયું તો એક ભગવાં કપડાં પહેરેલો, માથું મુંડાવેલો સંન્યાસી તેમને પગે લાગી રહયો હતો. તેથી તેઓ આશ્ચર્યથી પાછાં હટી ગયાં. ત્યારે તે સંન્યાસી ઊભા થયા અને માતાજી સામે હાથ જોડી નમ્રતાથી બોલ્યા : "માતાજી ! હું તમારો દીકરો છું."

માતાજીએ સંન્યાસી સામે ધારી ધારીને જોયું અને અવાક થઈ ગયાં. તે સંન્યાસી તેમનો દીકરો ખેરાજ હતો. અફસોસ ! નાનો દીકરો પણ મોટા દીકરાને પંથે ગયો ! માતાજીનાં બધાં અરમાનો પાણીના પ્રચંડ પૂરમાં જેમ બંધ તૂટી પડે તેમ તૂટી પડયાં. એક ભિષણ આર્તનાદ પાડી સંન્યાસી બનેલા દીકરાને બાઝી પડયાં અને વિલાપ કરવા લાગ્યાં. તે વખતનું એ દ્રષ્ય પાષાણ હ્રદયને પણ પીગાળી નાખે એવું કરૂણ હતું, મારા મોટા બાપુજી પણ ગદ્‌ગદીત થઈ ગયા.

પછી જ્ઞાનાનંદજીનાં ગુરૂજીએ પોતાની પવિત્ર બુદ્ધિથી માતાજીને વેદોના જ્ઞાન વડે આશ્વાસન આપ્યું. એ પવિત્ર વેદોની વાણીથી માતાજીને શાંતા વળી પછી ગુરૂજીએ જ્ઞાનાનંદજીને પોતાની સાથે માટુંગા લઈ જવાની માતાજી પાસે રજા પણ મેળવી લીધી. મારા મોટા બાપુજીએ પણ માતાજીને સમજાવ્યાં. અને પછી તે જ દિવસે આશ્વાસન દેતા દેતા લુડવા તેડી આવ્યા.

પછી ગુરૂજી અને તેમના શિષ્યો સહિત શ્રી જ્ઞાનાનંદજી ઓચ્છવ પૂરો થયા પછી મુંબઈ માટુંગા પહોંચી ગયા. આ બાજુ માતાજીએ

પોતાની દીકરી જેઠીબાઈ અને તેનાં આખાં પરિવારને લુડવા બોલાવી લીધું અને દુકાન તથા મિલકતનો વહીવટ સોંપી દીધો.

સ્વામીશ્રી જ્ઞાનાનંદજી આગળ જતાં માટુંગા શ્રવણશાળાના મહાન અધિકારી પણ બની ગયા. તેઓ શ્રવણશાળામાં સવારના દરરોજ આઠથી દસ સત્સંગ કરતા અને બપોર પછી ચાર વાગ્યે દાણા બંદરમાં 'ટેકુંવાળા માળા'માં કથા કરવા જતા. તેઓ વેદોના વિદ્વાન બન્યા.

સંન્યાસી બન્યા છતાં પણ તેઓ કચ્છ લુડવા બેનને મળવા વરસે બે વરસે અચૂક આવતા અને ઓછામાં ઓછા પંદર દિવસ તો રોકાતા જ ત્યારે વૈદિક સત્સંગ અવશ્ય કરતા.

આ અગાઉ આપણી જ્ઞાતિમાં પિરાણા સતપંથનું ખૂબ જોર હોવા છતાં સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓના ઉપદેશથી અમુક જણાએ સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો હતો. આથી જ્ઞાતિમાં વિખવાદો અને ઝગડા ઘણા વધી ગયા હતા. કચ્છના પાટીદારોની આવી દયાજનક દશા જોયા પછી એક કચ્છી અને પાછા વેદોના વિદ્વાન હોવાને નાતે જ્ઞાનાનંદજીને ખૂબ દુઃખ થયું. આથી તેમણે સંવત : ૧૯૫૧ (ઈ.સ. ૧૮૯૫)માં ગઢશીશાના પ્રખ્યાત પંડિત પીતાંબરજીની સલાહથી પાટીદારોનાં ગામોમાં વૈદિકધર્મનો પ્રચાર કરવો શરૂ કર્યો. આ પ્રચારને લીધે એક પછી એક ગામો પીરાણા પંથની પકડમાંથી છુટાં પડવા લાગ્યાં, તેમાંથી ઘણાએ વૈદિક ધર્મ અંગિકાર કરી ઉપવીત ધારણ કર્યું, પણ પછી સતપંથી જુલ્મી જ્ઞાતિ આગેવાનોના ત્રાસને કારણે આ ભાઈઓને જનોઈ ઉતારી નાખવી પડી. (આ પ્રસંગનો ઉલ્લેખ 'પિરાણા સતપંથની પોલ' પુસ્તકમાં પાનાં ૫૨૯ ઉપર કરવામાં આવ્યો છે.)

સ્વામી શ્રી જ્ઞાનાનંદજીએ આ પ્રચાર કર્યો (સંવત ૧૯૫૧માં) ત્યારે મારો જન્મ નહિ. (મારો જન્મ સંવત : ૧૯૫૫માં થયો) પણ બેનને મળવા તો લુડવા તેઓ પછી પણ અવાર નવાર આવતા. તે વખતે થતા સત્સંગમાં ઘણા સત્સંગ પ્રેમીઓ જતા. હું થોડો મોટો થયો ત્યારે હું પણ જવા લાગ્યો. સંવત ૧૯૬૭ (ઈ.સ. ૧૯૧૧)માં આવી રીતે તેઓ લુડવા આવેલા ત્યારે મારી ઉંમર બારેક વરસની હતી. ત્યારે તેમણે ભૂતપ્રેત,

ડેણુડાકણુ, ચુડેલ, મુઠમંતર વગેરે ખોટા ભય અને વહેમ વિષે સમજાવ્યું હતું તે મને યાદ છે.

એટલે શ્રી નારાયણજીભાઇએ ધર્મ પ્રચારના કાર્ય વિશે જ્ઞાનાનંદજીનો ઉલ્લેખ કર્યો એટલે તરત મને જ્ઞાનાનંદજીનો આ ઇતિહાસ યાદ આવી ગયો અને હું ખૂબ આનંદ પામ્યો.

પછી જ્ઞાતિધર્મ અને ધર્મજાગૃતિ વિશે મારી અને નારાયણજીભાઈ વચ્ચે વિશેષ વાતચીત થઈ તે વખતે મેં તેમને સવાલ કર્યો કે : " ઘાટકોપરમાં ધર્મને જાણવાવાળા ઘણા બ્રાહ્મણ વિદ્વાનો છે, તમે પણ તેમને જાણો છો તો તેમને શા માટે જ્ઞાતિમાં ધર્મ પ્રચાર માટે કચ્છમાં તમારી સાથે લઇ જતા નથી ?"

ત્યારે નારાયણજીભાઇએ જવાબ આપ્યો : " જો શિવગણ, કોઈ પણ સંપ્રદાયવાદી બ્રાહ્મણ, સાધુ કે મહાત્માને હું આપણી જ્ઞાતિમાં ધર્મ પ્રચાર માટે ક્યારેય કહેતો નથી, તેમ આગ્રહ પણ કરતો નથી. કારણ કે હું સાંપ્રદાયિક ધર્મમાં માનતો નથી. હું તો વેદધર્મમાં માનું છું. આથી જ મેં વાંઢાયવાળા ઓધવરામજી મહારાજને પણ આપણી જ્ઞાતિમાં ધર્મ પ્રચાર માટે ક્યારેય વિનંતિ કરી નથી કારણ કે તેઓ પણ વૈદિક ધર્મનો પ્રચાર કરતા ન હતા."

Narayan Ramji was opposed to Sant Odhavaram Maharaj

શ્રી નારાયણજીભાઇના ઉપરોક્ત ખુલાસાથી હું પછી વધુ કંઈ બોલ્યો નહિ. પછી નારાયણજીભાઈ મારી દુકાનેથી ઘાટકોપર ચાલ્યા ગયા.

પછી ત્રણ ચાર અઠવાડીયાં બાદ હું અને મારાં ધર્મપત્નિ માટુંગાની શ્રવણશાળામાં સવારનાં સ્વામી જ્ઞાનાનંદજીને મળવા ગયાં. તેમના નિત્ય નિર્ધારિત સત્સંગનો અમે પણ લાભ લીધો. દરમ્યાન મેં જ્ઞાનાનંદજીને પૂછ્યું કે : "મોટી વિરાણીવાળા અમારા ભાઇશ્રી નારાયણજીભાઈ કહે છે કે 'પથ્થરની મૂર્તિને પૂજવાથી કોઈ પણ જાતનો ફાયદો થતો નથી' એ વાત શું સાચી હશે ?"

ત્યારે સ્વામીજી બોલ્યા : "તેઓની વાત સાચી છે."

ત્યારે મેં કહ્યું : "જો કોઇ દેવ જેવા પવિત્ર માણસો એવી શ્રદ્ધા રાખે કે આતો સાક્ષાત્ ઇશ્વરનું જ રૂપ છે તો પછી એવા શ્રદ્ધાળુને ફાયદો થાય કે નહિ ?"

તેનો સ્વામીએ જવાબ આપ્યો કે : "ગમે તેવો માણસ હોય અને ગમે તેટલી શ્રદ્ધા રાખે તો પણ પથ્થર કોઈ કાળે ઇશ્વર થતો જ નથી. ઇશ્વરના નિયમ પ્રમાણે પથ્થર એ પથ્થર જ રહે છે. ખોટી શ્રદ્ધા દરેકની નિષ્ફળ જ જાય છે."

દાખલા તરીકે ગમે તેટલી શ્રદ્ધા રાખીએ પાણી દુધ બનશે નહિં અને વાંસનો ટુકડો શેરડી બનશે નહિં." પછી જરા અટકી વધારે સ્પષ્ટતા કરતાં કહ્યું, "આંખ જોવાનું કામ કરે છે અને કાન સાંભળવાનું કામ કરે છે જો કોઈ ભક્ત એવી તિવ્ર શ્રદ્ધા રાખે કે મારે કાનથી જ જોવું છે અને આંખથી જ સાંભળવું છે શું ભક્તની શ્રદ્ધા ફાળશે ખરી ? કદીયે નહિં બેટા ! અનંતકાળ સુધી તપ કરે તો પણ એ કદી કાન વડે જોઈ શકે નહિં કે આંખ વડે સાંભળી શકે નહિં એજ રીતે પથ્થર કદીયે ચેતન બનતો નથી. સાંભળવું એ આંખનો વિષય નથી એથી કદીયે આંખ વડે સાંભળી શકાય નહિં એજ રીતે પરમાત્મા પણ આંખનો વિષય નથી એથી કદિયે આંખ વડે તેનાં દર્શન થઈ શકે નહિં પરમાત્મા એ અંતઃકરણનો વિષય છે એથી આંખો બંધ કરી ઉપાસના યોગ કરવાથી જ અંતઃકરણમાં ઇશ્વરનો અનુભવ થાય છે અંતઃકરણમાં ઇશ્વરનાં દર્શન થાય છે. અને એટલે જ કોઈ આંધળો પણ જો પવિત્ર જ્ઞાનિ ત્યાગી અને સાધક હોય તો એ પણ ઇશ્વરનાં દર્શન કરી શકે છે. જો માત્ર ચર્મચક્ષુ વડે જ ઇશ્રનાં દર્શન થતાં હોત તો કોઈ આંધળો ગમે તેટલો ધર્માત્મા હોત તો પણ ઇશ્વરનાં દર્શન કરી ન શક્ત. જો ભાઈ સોયમાં દોરો પરોવવો હોય તો આંખોની જરૂર પડે છે પણ પરમેશ્વર સાથે જીવને જોડાવવું હોય તો એ યોગ સાધના રૂપી દોરાથી જોડાઈ શકે છે. એને માટે પ્રજ્ઞચક્ષુ અને જ્ઞાનચક્ષુ એટલે અંતઃચક્ષુની જરૂર છે. પરમેશ્વરનાં દર્શન માટે તેની અંતઃકરણમાં અનુભૂતિ થાય એ માટે

ચર્મચક્ષુ નકામાં છે

સ્વામીજીના આ જવાબે મને થોડો વિચારતો કર્યો. પછી સ્વામીજીએ અમને ઉડવાના હાલહવાલ પણ પૂછયા. પછી બપોરે શ્રવણશાળાનાં રસોડામાં બનેલો શુધ્ધ, સાત્વિક પ્રસાદ સારી રીતે આરોગી અમે ઘેર આવતાં રહયાં.

## મુંબઈમાં પરિષદ :

સંવત : ૧૯૭૯ (ઈ.સ. ૧૯૨૩)ના આષાઢ સુદ ૩, ને સોમવાર નાં ઘાટકોપરમાં યુવક મંડળની પરિષદ મળી. આ પરિષદમાં ઘણા ભાઇઓ હાજર રહયા. આ પરિષદ મળવાની હતી તે વખતે નારાયણજી-ભાઇએ આવીને મને સમજાવ્યો કે હું અને મારા મોટાભાઈ શુધ્ધિ કરાવી લઈ. જનોઈ ધારણ કરી વૈદિકધર્મ અપનાવી લઇએ.

શ્રી નારાયણજીભાઈની દરખાસ્તથી હું ઘણો મુંઝાયો. હું સતપંથને માનતો ન હતો, સુધારાવાદી હતો છતાં પ્રત્યક્ષ રીતે જનોઈ પહેરતાં ડરતો હતો. નારાયણજીભાઈ મને રાત્રિના મોડે સુધી સમજાવતા રહયા.

મેં નારાયણજીભાઇને જવાબમાં કહયું : "જુઓ નારાયણજીભાઇ અમે બન્ને ભાઈ સતપંથને માનતા નથી છતાં અમારાથી હાલમાં જનોઈ પહેરી શકાશે નહીં. એનું કારણ એ છે કે હું આઠ વરસનો હતો ત્યારેજ અમારા પિતાજી ગુજરી ગયા. અમારા માતાજીએ દુખ વેઠીને અમને બધાં ભાઈ-બહેનોને મોટા કર્યા છે. અમારા માતાજી કરઓઇના મોટા મઢેરા અને ચુસ્ત સતપંથી એવા જશા શીવજી રામજીયાણીના બેન થાય છે. એથી મારા માતાજી પણ ચુસ્ત સતપંથી છે. તેથી અમે જનોઈ પહેરીએ તો અમારા મામા ખૂબ ગુસ્સે થાય અને અમારા માતા-જીને પણ અત્યંત દુઃખ થાય, એટલુંજ નહિં તેઓ આના વિરોધમાં અન્ન-જળનો પણ ત્યાગ કરી દેશે. અમારા માતાજીને દુઃખ પડે એવું પગલું ભરવા માટે તમે અમને હમણાં મહેરબાની કરીને આગ્રહ ન કરો. તમારી બધી વાતો હું માનું છું પણ મારાં માતાજીને પણ હું દુઃખી જોઈ શકતો નથી."

મારી દર્દભરી અપીલ સાંભળી નારાયણજીભાઈ થોડી વાર વિચારતા રહયા, પછી બોલ્યા : "જો શિવગણ તારી વાત મને સમજાય છે. તમારાં માતાજીને દુઃખ પડે એવું પગલું ભરવાનો હું આગ્રહ કરતો નથી. જ્યારે યોગ્ય સમય આવે ત્યારે તમે બન્ને ભાઈ જનોઈ પહેરી લેજો. પણ એટલું બંને ભાઇ ધ્યાન રાખજો કે હાલમાં ધર્મમાં હજારો સંપ્રદાયો ઊગી નીકળ્યા છે તેમાં ફસાઈ ન જતા."

શ્રી નારાયણજીભાઈની વાત પણ યોગ્ય હતી જેનો મારે ખ્યાલ રાખવાનો હતો. પછી નારાયણજીભાઇ મોડેથી ઘાટકોપર ગયા. પરિષદમાં અમે બન્ને ભાઇઓ હાજર રહ્યા.

## મલાડમાંથી દુકાનનું વરલીમાં સ્થાનાંતર :-

મુંબઈ-મલાડમાં દુકાન કર્યે સાત મહિના વીતી ગયા. પછી ભાઈશ્રી મનજી કાનજીએ દુકાન મને વેચાતી આપી દીધી અને પોતે છુટા થઇ ગયા. આ હકીકત બનવાથી મેં કચ્છમાં ભાઇશ્રી રામજી જેઠાને અઢશીશા પત્ર લખી વાકેફ કર્યા. તેના જવાબમાં તેમણે લખ્યું કે મેં દુકાન ભલે રાખી બધી તે અને મનજી કાનજી સમજી લેશે.

દુકાનને એક વરસ થઈ ગયું. આ સમય દરમ્યાન વરલી ખાતે પહાડ તોડી તેની માટી અને પથ્થરથી વેગનો ભરીને કોલાબાની ખાડીનો દરિયો પૂરવાનું કામ ધમધોકાર ચાલતું હતું. હજારો માણસો ત્યાં કામ કરતાં હતાં. એટલે હું મારી દુકાન લઇને વરલી ખાતે આવી ગયો.

## ગાયના દુધનો પ્રથમ પરિચય :

પહાડ તોડવાના કામ ઉપર મોટામાં મોટો ઈજનેર (ઓફિસર) યુરોપિયન હતો. એક વખત 'રાશન'નું લીસ્ટ લેવા માટે તેઓના બંગલે હું ગયો. ત્યાં મેમસાહેબ હાજર હતાં અને એક ભૈયો ગાયને દોહી રહયો હતો. મેં મેમસાહેબને પૂછયું. : ભૈયો ગાયને તેના જ તબેલામાં દોહીને દૂધ અહીં આપી જાય તો શું વાંધો ?"

ત્યારે મેમસાહેબ બોલ્યાં : "એ ગાયના બદલે ભેંસનું દુધ લાવે તો ?"

ત્યારે મેં કહ્યું : "તો તમને ફાયદો થશે. કારણ કે ગાયના દૂધનો ભાવ બંગાળી શેરના ત્રણ આના છે, જ્યારે ભેંસના દૂધનો ભાવ શેરના પાંચ આના છે."

ત્યારે મેમસાહેબે જવાબ આપ્યો : "ભેંસનું દૂધ અમે ખાધું-પીધું હોત તો તમારા ભારત ઉપર અમે રાજ કરી શકયાં ન હોત. ગાયના દૂધનો ભાવ પણ બંગાળી શેરના આઠ આના આપું છું અને ગાયને મારી નજર સામે જ દોહરાવી લઉં છું."

આટલું સાંભળીને માલનું લીસ્ટ લઈને હું તો રવાના થઈ ગયો. મને મનમાં થયું : "ભેંશના દૂધમાં તાકાત અને બીજો જે ફાયદો રહેલો છે તે આ યુરોપિયનો જાણી શક્તા નથી." આવા વિચારો કરતો હું દુકાને પહોંચ્યો.

ભાઇશ્રી નારાયણજીભાઈ મને વરલી પણ મળવા અવારનવાર આવતા જતા હતા. નારાયણજીભાઈનું પ્રચાર કાર્ય ચાલુ હતું.

## શ્રી નારાયણજીભાઈનો વૈદિકધર્મી એવા 'આર્યસમાજી તરીકેનો પ્રથમ પરિચય :–

નારાયણજીભાઈના પ્રચાર કાર્યને લીધે ગુસ્સે થઈને કચ્છના ગઢેરાઓ અને અમદાવાદના સૈયદો તેમને મારી નાખવા જેવી ભયંકર વાતો કરતા છતાં નારાયણજીભાઈ નિર્ભયતાથી કચ્છ અને અમદાવાદમાં ફરતા જેનું અમને બધાંને-તેમના અનુયાયીઓ અને સ્નેહીઓને ખૂબ આશ્ચર્ય થતું. તેઓ જ્યારે એક વખત મને મળવા વરલી આવ્યા ત્યારે આનું કારણ પૂછતાં મેં કહ્યું : "તમે સતપંથની વિરુધ્ધમાં પ્રચાર અને છાપાં છપાવી રહયા છો તેથી ગુસ્સે થઈ કચ્છના ગઢેરાઓ છડેચોક એવી વાતો કરી રહ્યા છે કે, 'જો નારાણીયો કચ્છમાં આવશે તો તેને જીવતો જમીમાં

દાટી મુકશું." વળી પીરાણાથી કચ્છ આવતા સૌયદોને પણ ઘણી વખત મેં કચ્છમાં રૂબરૂમાં એવી વાતો કરતા સાંભળ્યા છે કે : "જો નારાણીયો અમદાવાદ આવે તો તેના શરીરના એક એક ઈંચ જેટલા ટુકડા કરીને રાંધીને અમે ખાઈ જશું.' આવી ભયંકર વાતો ગઢેરા અને સૌયદો છડે-ચોક કરી રહયા હોવા છતાં તમે કચ્છ અને અમદાવાદ બેફિકરાઈથી ફરી રહયા છે. તેમાં તમને કોઈ પણ જાતનો ભય લાગતો નથી તેનું કારણ શું હશે તે અમે કોઈ સમજી શકતા નથી."

ત્યારે નારાયણજીભાઈ બોલ્યા : "જો શિવગણ, તું રવિવારના દિવસે સવારના આઠ વાગ્યે માધવબાગ આર્ય સમાજમાં જઈને ત્યાનાં પ્રવચનો સાંભળીશ તો તેને પણ આવી કોઈ જાતની બીક રહેશે નહિ. એટલું જ નહિ, પરંતુ ભૂતપ્રેત, ડેણુડાકણુ, ચુડેલ, મુંઠમંતર વગેરેનો પણ ભય મનમાંથી નીકળી જશે. આ સૃષ્ટિને પેદા કરનાર અને તેનો પ્રલય કરનાર એક જ ઈશ્વર છે. એવા એક જ ઇશ્વર પર અડગ શ્રધ્ધા બેસી જશે કે જયાં સુધી તારા હાથથી કોઈ જાતનું ખરાબ કર્મ થશે નહિ ત્યાં સુધી ઇશ્વર સિવાય બીજી કોઈ પણ શક્તિ તને આંગળી પણ અડકાડી શકે તેમ નથી. ઇશ્વર સિવાયનો બીજો કોઈ પણ જાતનો ભય મનમાંથી નીકળી જશે અને તું નિર્ભય બની જઇશ."

શ્રી નારાયણજીભાઈની નિર્ભયતાનું કારણ **વૈદિકધર્મ** ઉપરનાં આર્ય સમાજમાંના પ્રવચનો હતાં એ મને સમજાયું પણ મને આર્ય સમાજ તરફ પ્રેમ ઉત્પન્ન થયો નહિ. આર્ય સમાજનું નામ સાંભળતો અને મને કરાંચીનો એક પ્રસંગ યાદ આવી જતો : કરાંચીમાં જે વિસ્તારમાં કચ્છના લુહાણા રહેતા હતા તે વિસ્તારને **'કચ્છીગટ્ટી'** તરીકે ઓળખવામાં આવતો આ કચ્છી ગટ્ટીમાં અમે એક વખત પ્લંબરનું કામ કરવા ગયા હતા. એ કચ્છીભટ્ટીના નાકા ઉપર દશ બાર યુવાન છોકરાઓ કંઇક વાદ વિવાદ કરી રહયા હતા. આ વાદ વિવાદમાંથી ભયંકર ઝઘડો શરૂ થયો અને એક બીજા વચ્ચે હાથોહાથની શરૂ થઈ ગઇ. આનું કારણ જાણવા માટે મેં બાજુમાં ઊભેલાં એક લોહાણા બેનને પૂછયું કે આ ઝઘડે છે તે છોકરાઓ કોના છે અને શા માટે ઝઘડે છે ?

ત્યારે તે બહેને કચ્છી ભાષામાં કહ્યું 'ઇ મેડે અસાંજી લેવાણેજી નાતજા જ છોકરા અઇં. હેવર હેકડો નઉં ધરમ નકર્યો અય આર્ય સમજી ધરમ અન મોવે કારો મોં કેં અંય. ઈ ધરમજી હેકડી વડી ચોપડી અય. એનમેં મેડે ધરમજી ટીકા કઇ અય. જોકો હન ધરમકે મનેંતા ઇ ચેંતા હી જુકો લખેં અય ઇ સચ્ચો અય. નતા મને ઈ ચેંતા ખોટો અય. હી સચ્ચે ખોટેમેં પોય થીએંતા હેડા ઝઘડાને ફાટેંતા મથ્થા. ઈ આર્ય-સમાજી ધરમતાં અસાંજી નીંધર હરામ કરી ડેની અય." આવું તો કચ્છી ભાષામાં અને આર્ય સમાજની વિરૂધ્ધમાં કેટલુંય સંભળાવ્યું મને આ બહેનની વાત સાંભળીને થયું કે આર્ય સમાજ એ જરૂર કોઈ અભદ્ર વ્યક્તિઓનો સમાજ હોવો જોઇએ. અને તેમનો ધર્મ પણ એકબીજામાં ઝઘડા ઉત્પન્ન થાય એવો હોવો જોઇએ. આ કોઈ સારો ધર્મ નહિ હોય તે વખતે જોકે હું સતપંથના નિયમોને છોડી ચૂકયો હતો છતાં બીજા ધર્મો વિષે હું કશુંજ જાણતો ન હતો. જોકે મારે સુધરેલા સાચા ધર્મને અપનાવવો હતો પણ આર્ય સમાજ ધર્મ જેવાને તો નહિંજ એવી ગાંઠ આ પ્રસંગ પછી મેં મનમાં બાંધી.

આથી જ્યારે નારાયણજીભાઇએ પોતાની નિર્ભયતાનું કારણ આર્ય સમાજ બતાવ્યું છતાં મારા મનમાં આર્ય સમાજ તરફ પ્રેમ ઉત્પન્ન થયો નહિ. તેથી હું પછી પણ માધવબાગ આર્ય સમાજમાં જતો નહિ આ રીતે સમય વીતતો હતો.

## શ્રી રતનસિંહભાઇનો શ્રી નારાણજીભાઇ સાથે વિરોધ થવો શરૂ થયો

Start of division between Narayan Ramji and Ratanshi Khimji -Since 1925-26

હું નારાયણજીભાઇના વિચારોનો સમર્થક હતો પણ પ્રત્યક્ષ રીતે તેનો અમલ કરી શકતો ન હતો. એવી મારી મનસ્થિતિ દરમ્યાન શ્રી રતનશીભાઈ ખીમજીનો શ્રી નારાયણજીભાઈ સાથે વિચારોમાં વિરોધ થવો શરૂ થયો હતો. સંવત ૧૯૮૧ (ઈ. સ. ૧૯૨૫)થી રતનશીભાઇના વિચારો બદલવા શરૂ થયા હતા. અને સંવત ૧૯૮૨થી તેઓ જાહેરમાં તેને વ્યક્ત કરવા લાગ્યા. તેઓ ધીરે ધીરે નારાયણજીભાઈથી દુર થતા

ખાવા પીવાનો વ્યવહાર બંધ / Khava Piva no Vyvahaar Bandh. This was one of the real fault with Narayan Ramji's team



ગયા અને અમારી પાસે મંદિરો ઉભાં કરવાની વાતો કરવા લાગ્યા. તેઓ શુધ્ધિ, ફરજીયાત જનોઈ. જનોઇ લીધા પછી જનોઈ વીનાના બીજા ભાઈઓ સાથેના ખાવા પીવાનો વ્યવહાર બંધ વગેરે શ્રી નારાયણજી-ભાઈની વાતોનો વિરોધ કરવા લાગ્યા. અને સતપંથીઓથી અલગ દેખાવા માટે મંદિરો બાંધવાની વાતો કરવા લાગ્યા. શ્રી રતનશીભાઇની આ વાતો મારી ઉપરોક્ત મન સ્થિતિમાં મને સાધારણ ગમવા લાગી હતી. છતાં શ્રી નારાયણજીભાઈના વિરોધથી વિરુદ્ધની આ વાતો વિષે મેં શ્રી રતનશી ભાઇને એક વખત પૂછ્યું "ભાઈ શ્રી નારાણજીભાઈ તો મૂર્તિ પૂજાને માનતા નથી. સ્વામી જ્ઞાનાનંદજીને પૂછતાં તેમણે કહ્યું કે, મૂર્તિપૂજાથી કંઈ પણ લાભ થતો નથી. તો તમે મંદિર ઉભા કરવાની વાત કરો છો તે તમે શું મૂર્તિ પૂજામાં માનો છો?"

This may not be fully true.

ત્યારે રતનશીભાઈએ જવાબ આપ્યો "મૂર્તિ પૂજામાં તો હું પણ માનતો નથી. કારણકે ભાઈશ્રી નારાયણજીભાઈ સાથે હું ઘણી વખત માધવબાગ આર્ય સમાજમાં જઈ ત્યાંના પ્રવચનો સાંભળીને પછી વૈદિક-ધર્મ અંગિકાર કરેલો પરંતુ શુદ્ધિ કરાવી જનેઈ ધારણ કર્યા બાદ જ્ઞાતિના અન્ય માણસો સાથે ખાવાપીવાનો સંબંધ તોડી નાખવો એવો શ્રી નારાણજીભાઈનો આગ્રહ કોઇને ગમતો નથી. મને પણ તે આગ્રહ યોગ્ય નથી લાગતો. તેથી આ આફતમાંથી મુક્ત થવા મંદિરો ઉભાં કરી તેમાં ભગવાનની મુર્તિ પધરાવી પુજા શરૂ કરાવીએ તો આખી જ્ઞાતિ સતપંથને છોડીને મંદીરમાં આવતી જતી થઈ જશે. નારાયણજીભાઇના આગ્રહ પ્રમાણે વર્તશું તો કોઈ સતપંથ છોડવા તૈયાર નહિ થાય"

Reason for failure of Narayan Ramji's movement

શ્રી રતનશીભાઈનો આ ખુલાસો મને ગમ્યો પણ મને એ વખતે વિચાર ન આવ્યો કે રતનશીભાઇના આ વિચારો વેદધર્મથી તદ્દન વિરોધી હતા અને તેને લીધે ભવિષ્યમાં આપણી આખી જ્ઞાતિને કુસંપ રૂપી નર્કમાં સડવું પડશે. આંખી જ્ઞાતિ અસંખ્ય ધાર્મિક વાડાઓમાં વિભક્તિ થઈ આપસમાં ઝઘડયા કરશે. આપણી જ્ઞાતિને હજુ પણ દુ:ખ ભોગવ-વાનું બાકી રહી ગયું હશે જેથી નિયતિએ રતનશીભાઈમાં વેદ વિરોધી વિચારો પ્રેર્યા. પછી આ વિચારોએ રતનશીભાઈના મગજમાં પોતાનાં

મૂળ સજ્જડ પ્રસરાવ્યાં.

## પીરાણા સતપંથની પોલ નામના પુસ્તકનું પ્રકાશન

સંવત ૧૯૮૨ (ઈ. સ. ૧૯૨૬)ના બેસતા વરસના દિવસોમાં એક વખત શ્રી નારાયણજીભાઇ મારી દુકાને વરલી આવ્યા અને મને ઉદ્દેશીને કહ્યું, "સંવત ૧૯૭૬ (ઇ. સ. ૧૯૨૦)ની સાલમાં વીરમ બારોટની હ્રદયભેદક વાણીની ટકોરથી તેં સતપંથને છોડી દીધું છે અને તેને બદલે શ્રી કૃષ્ણ ભગવાનનો ગીતાજી જેવો ગ્રંથ જેનાં અનેક પાનાંઓમાં વેદોનાં નામ લખવામાં આવ્યા છે તે દરરોજ વાંચે છે તે હું જાણું છું એ માટે તને ધન્યવાદ છે. પણ ઘાટકોપરમાં સંવત ૧૯૭૯માં આપણી પરિષદ ભરાઈ તેમાં તમે બન્ને ભાઇઓ હાજર રહેલ, છતાં જનોઈ પહેરવાની મારી અપીલ માની નહીં. તેનું કારણ પણ તેં સમજાવેલું જેથી મેં તમને આજ દીવસ સુધી ફરી આગ્રહ કર્યો નથી. પરંતુ મને તારા ઉપર અખૂટ વિશ્વાસ હોવાથી હું તને પ્રેમથી દબાણપુર્વક ભલામણ કરું છું કે, હમણાંના સમયમાં ધર્મ સંબંધી હજારો સંપ્રદાયો ફાટી નીકળ્યા છે તેમાં તું જો જે ફસ તો નહિ. જ્યારે તને જનોઇ લેવાની ઇચ્છા થાય ત્યારે શ્રી ભગવદ્ ગીતામાં બતાવેલા વેદધર્મનો અંગિકાર કરીને તેનાંજ સિદ્ધાંતો મુજબ જનોઈ ધારણ કરજે, આ મારી તને હ્રદયપુર્વકની ભલામણ છે. વિશેષમાં એ છે કે **'પીરાણા સતપંથની પોલ'** નામનું પુસ્તક છપાઈ ગયું છે તે એકાદ અઠવાડીયામાં મારા ભત્રીજા જીવરાજ વાલજી તને પહોંચાડી જશે."

શ્રી નારાણજીભાઈનું **'પીરાણા સતપંથની પોલ'** નામનું પુસ્તક સંવત ૧૯૮૨ માં છપાઇને પ્રકાશિત થયું. આ પુસ્તકમાં સનાતન વૈદિક ધર્મમાં ઘૂસેલા પીરાણા સતપંથ રૂપી કલંકની પોલનો પર્દાફાસ કરવામાં આવ્યો છે. આ પુસ્તકમાં શ્રી નારાયણજીભાઇએ પોતાનાં વૈદિક વીચારો સ્પષ્ટ રીતે દર્શાવ્યા છે અને અનેક આધારોથી એ સાબિત કર્યું છે કે આપણા વડીલો શરુઆતથી વૈદિક ધર્મ પાડતા હતા પણ પાછળથી આ ધર્મમાં સૈયદોની મેલી રમતથી વિકૃતિઓ દાખલ

થઈ. આ વિકૃતિઓ કેવી રીતે દાખલ કરવામાં આવી તેનો આખો ઇતિહાસ બહુ રોચક છે. તે આ પુસ્તક વાંચતાં ખ્યાલ આવે છે.

હું નારાયણજીભાઈનો ચુસ્ત ટેકેદાર હતો પણ આગળ કહ્યું તેમ અમારી કૌટુંબિક પરિસ્થિતિને લીધે મેં તેમને પ્રત્યક્ષ સહકાર આપેલો નહિ. તેમની વૈદિક ધર્મ સંબંધી વાતોમાં મને ઘણો જ રસ પડતો. તેઓ મને અવારનવાર માધવ બાગ આર્યસમાજમાં જવા માટે કહેતા પણ આર્યસમાજ પ્રત્યે મનમાં પેલા પૂર્વગ્રહને લીધે હું ત્યાં પણ ગયેલો નહિ. આવી પરિસ્થિતિમાં સમય વીતતો હતો.

## મુંબઈ છોડયું

એ સમયમાં મુંબઈનાં હવાપાણી ઘણાંને માફક આવતાં નહિ, જેને લીધે ઘણાની તબિયત બગડતી અને ટી. બી. રોગ લાગુ પડી જતો. મારાં ધર્મપત્ની પણ આ હવાપાણીને લીધે બીમાર થઈ ગયા. આખરે મેં તેમને કચ્છમાં મોકલાવી દીધાં મને પણ મુંબઈનાં હવાપાણી માફક આવતાં ન હતાં તેથી મારી પણ તબિયત નરમ ગરમ રહયા કરતી. આવી પરિસ્થિતિને કારણે મુંબઈ છોડવાનો મેં નિર્ણય કર્યો.

સંવત ૧૯૮૩ (ઇ. સ. ૧૯૨૭)ના જેઠ માસમાં દુકાન વેંચીને હું પણ કચ્છ ભેગો થઈ ગયો. કચ્છમાં મારી અને મારી પત્નીની તબિયત સુધરી ગઇ.

## આફ્રીકાના અનુભવો (સંવત ૧૯૮૪–૧૯૮૭ ઇ. સ. ૧૯૨૮–૧૯૩૧

કચ્છ તો આવ્યો પણ ધંધા માટે કયાંક નજર દોડાવવી પડે એમ હતું કરાંચી જઈ શકાય એમ ન હતું. અને મુંબઇનું પાણી માફક આવતું ન હતું જો કે કરાંચી શ્રી નારાયણજીભાઈના પ્રચારે સારી હવા ફેલાવી હતી. કરાંચીમાં એ હિસાબે મને સહકાર મળી રહે એમ હતો, છતાં મારું મન હાલ ત્યાં જવા કબુલ થતું ન હતું.

[૫૩]

## શ્રી ખેતશીભાઇના પરિવર્તનનો અનુભવ

એક દિવસ મને અમારા ગામના ભાઈશ્રી ખેતશી પ્રેમજી લીંબણી જેણે મને કરાંચીમાં 'ગામ બહાર' કરતી વખતે ધમકાવ્યો હતો તે મળ્યાં અને કહેવા લાગ્યા : શિવગણ, મેં સતપંથ છોડી દીધો છે અને વૈદિક ધર્મ અપનાવી લીધો છે."

હું મોટા આશ્ચર્યમાં પડી ગયો, તેમની વાત માની શકયો નહિ એટલે બોલ્યો : "મોટી વાત ! તમે તો ચૂસ્ત સતપંથી હતા, તે વળી તેને કેમ છોડી શકો ?"

તેઓ બોલ્યા : "તું માને કે ન માને, પણ મેં સતપંથ છોડી દીધો છે તે સાચી વાત છે ખાત્રી કરવી હોય તો ચાલ મારે ઘેર." એમ કહી તેઓ મને તેમને ઘેર લઈ ગયા. ત્યાં તેમણે તેમની નાની પુત્રી જે આઠ વરસની હતી તેને **'સંધ્યા'** બોલવાનું કહ્યું. તે નાની છોકરી પછી મંત્રો બોલવા લાગી. આમ તો કઈ **'સંધ્યા'** અને કયું 'હવન' એની મને તે વખતે ખબર ન હતી પણ તે છોકરી મંત્રો બોલતી હતી એ સંસ્કૃતના હતા એટલે એમ થયું કે ભાઈશ્રી ખેતશીભાઇએ સતપંથ છોડયો હોય કે. નહિ પણ તેઓમાં પરિવર્તન અવશ્ય થયું છે એ નક્કી આ પરિવર્તન કેવી રીતે થયું એ પણ સમજાતું ન હતું.

હું કંઇ બોલ્યો નહિ એટલે ખેતશીભાઇ જ બોલ્યા : જોયુંને શિવગણ હું હવે સતપંથી મટીને આર્યસમાજી બની ગયો છું. તું પણ હવે આર્યસમાજી બની જા અને પછી આપણે બંને જનોઇ પહેરી એ પ્રવૃત્તિ શરૂ કરી દઇએ."

આર્યસમાજનું નામ સાંભળી હું ભડકી ગયો. મારામાં રહેલો આર્યસમાજ તરફનો પેલો પૂર્વગ્રહ એકદમ જાગૃત થઇ ગયો. હું બોલ્યો "જુઓ ખેતશીભાઇ, તમે ભલે આર્યસમાજી બની ગયાં. હું આર્યસમાજી નથી બનવાનો. જે કોઇને માનતો ન હોય, બધાનો વિરોધ કરતો હોય અને ઝઘડા કરાવતો હોય એવા આર્ય સમાજમાં હું જોડાવા માગતો નથી".

મારો જવાબ સાંભળી ખેતશીભાઈ બોલ્યા : "તું હજુ આર્ય સમાજને પુરેપુરા સ્વરુપમાં ઓળખી નથી શકતો."

તેમને વચ્ચે જ અટકાવીને હું બોલ્યો : "હું આર્યસમાજને ઓળખતોય નથી અને ઓળખવા પણ નથી માગતો, એટલે હવે પછીથી મારી આગળ આર્યસમાજ વિષે કંઈ પણ બોલશો નહિ"

મારી સ્પષ્ટ વાત સાંભળી ખેતશીભાઈ ચૂપ થઈ ગયા. પછી હું પણ ઊઠીને ઘેર આવતો રહ્યો.

## આફ્રિકા ગમન :

કામ માટે કયાં જવું એવા વિચારોમાં દિવસો પસાર થતા હતા, ત્યાં મારા મોટા ભાઇશ્રી વાલજી કાનજીનો આફ્રિકાથી પત્ર આવ્યો. તેમાં તેમણે મને આફ્રિકા બોલાવ્યો હતો. મોટાભાઈ સંવત ૧૯૮૩ (ઇ. સ. ૧૯૨૭)ની શરૂઆતમાં મુંબઇથી જ સીધા આફ્રિકા ગયા હતા. અને ત્યાં કામ કરતા હતા.

તેમના કાગળથી મને આનંદ થયો. હું આફ્રિકા જવાની તૈયારી કરવા લાગ્યો. બીજી તૈયારી તો ખાસ કરવાની ન હતી. ટીકીટ જેવા પૈસાનો બંદોબસ્ત કરવાનો હતો. પ્રથમ ખેતશીભાઈ પાસે જ ગયો અને ભાઈના કાગળની વાત કરી તેમજ મારો આફ્રિકા જવાનો નિર્ણય જણાવ્યો અને ટીકીટનો વ્યવસ્થા કરી દેવા જણાવ્યું

થોડી વાર તેઓ વિચારતા રહયા, પછી બોલ્યા : "હું પણ તારી સાથે આફ્રિકા ચાલીશ, આપણે બંને સાથે આફ્રિકા જશું. તું ટીકીટની ચિંતા કરતો નહિ." શ્રી ખેતશીભાઈના આ નિર્ણય અને આશ્વાસનથી મને ખુબ આનંદ થયો.

અમો સંવત : ૧૯૮૩ (ઈ.સ.૧૯ ૨૭)ના આસો વદ-૧૩ને દિવસે નૈરોબી પહોંચી ગયા.

## આર્યસમાજનો સાચો પરિચય :

સંવત ૧૯૮૪ના કારતક સુદ-૧ એટલે બેસતા વરસના પહેલા જ દિવસે ખેતશીભાઈ મને કહે : "આજે એક સભામાં જશું, વિદ્વાનોનાં વક્તવ્યો સાંભળવા મળશે, આનંદ આવશે."

હું તૈયાર થઈ ગયો. વિદ્વાનોને સાંભળવાની આમેય મને હોંશ થતી અમે એક મકાનમાં સભાખંડમાં પહોંચ્યાં. ત્યાં ઘણાં માણસો બેસી **'સંધ્યા'** અને **'હવન'** કરી રહયાં હતાં મેં ખેતશીભાઇને પુછયું : "આ શું છે?"

"આ આર્યસમાજ છે." ખેતશીભાઇએ મંદ મંદ હસતાં જવાબ આપ્યો : "અહીં આવ્યા પછી બે જ દિવસમાં મેં આને શોધી કાઢી છે."

અહીં આવ્યા પછી પાછા જઇ શકાય એમ હતું નહિ. તરત ઊઠી જઇએ તો અવિનય ગણાય એટલે શાંતિથી બેઠો. મને પણ સંધ્યા અને હવનમાં રસ પડવા લાગ્યો.

અત્યાર સુધી મને એમ હતું કે હવનતો પીળાં રંગવાળું ફકત એક જ ધોતિયું પહેરીને માત્ર બ્રાહ્મણ જ કરી શકે, પરંતુ અહીં જોયું તો યુરોપિયન જેવા કોટ પાટલુન પહેરેલા હવન કરી રહયા હતા મારા આશ્ચર્યની કોઈ સીમા રહી નહિ.

હવન પૂર્ણ થયા પછી ભજનો થયાં ત્યાર પછી વિદ્વાનોનાં પ્રવચનો થયાં બધું શાંતિથી જોયું અને સાંભળ્યું આનંદ આનંદ આવ્યો મનમાં વિચાર પણ ઉદ્‌ભવ્યો કે જે સમાજમાં વિદ્વતાપૂર્ણ પ્રવચનો અને કર્મકાંડ થતાં હોય તે સમાજ **'ઝઘડાખોર'** કઈ રીતે બની શકે? આર્યસમાજ તરફના મારા પૂવગ્રહો ઉપર આ પ્રથમ પ્રહાર હતો. આ પ્રહારે મને 'આર્યસમાજ તરફ નવેસરથી વિચાર કરતો કર્યો.

કાર્યક્રમની પૂર્ણાહૂતિ પછી એવી સૂચના આપવામાં આવી કે ઇન્ડિયાથી મિલીટરીમાંથી રીટાયર્ડ થયેલ ડોકટર સાહેબ અને તેમનાં

ધર્મપત્ની બંને મહાનુભાવો અહીં પધારેલ છે. તેઓ વેદોના વિદ્વાનો છે. અહીં એક માસ પુરો રોકવાના છે અને રોજ સાંજના ૬ થી ૮ વાગ્યા સુધી અહીં પ્રવચન કરશે. તો તેનો લાભ લેવા માટે ભાઈ–બહેનોને વિનંતિ છે.

આ પ્રવચનમાં અમે દરરોજ જવા લાગ્યા. મને પહેલા જ દિવસથી સારો રસ પડવા લાગ્યો હતો. તેથી પુરો એક મહિનો તે વિદ્વાનોના અમૃતરસનો લાભ લીધો. આ અમૃત રસથી મારો આર્યસમાજ તરફનો પૂર્વગ્રહ ધોવાઈ ગયો. મુંબઈમાં શ્રી નારાયણજીભાઇ પાસેથી આર્યસમાજ અને વૈદિક ધર્મની પ્રાથમિક વાતો તો સાંભળેલી. તેથી એક જ મહિનામાં મને વૈદિક ધર્મની સમધારણ સમજ પડી ગઇ અને આર્યસમાજને સારી રીતે સમજતો થઈ ગયો. ભૂતપ્રેત, ડેણડાકણ, ચુડેલ, મૂઠમંતર વગેરે બધું જ ખોટું તૂત છે એવી સચોટ સમજ પડવાથી હંમેશને માટે મારી અંધશ્રધ્ધા અને ખોટો ભય નીકળી ગયાં બીજું સર્વવ્યાપક એવા નિરાકાર પરમેશ્વરને ઓળખવાથી બીજા પાખંડીપંથો પણ હું સારી રીતે ઓળખતો થઇ ગયો.

આમ બે ત્રણ મહિના વ્યતિત થઇ ગયા પછી ભાઈશ્રી ખેતશી પ્રેમજી કચ્છ ઉપડી જવાની વાતો કરવા લાગ્યા. તેમની એવી વાતો સાંભળી મેં તેમને પૂછયું. "હજુ તો આપણે બે માથાની ટીકીટ જેટલા પૈસા પણ કમાયા નથી. છતાં શા માટે કચ્છ જવા તૈયાર થયા છો?"

ત્યારે તેમણે જવાબ આપ્યો : "હું તો રૂપિયા કમાવા આવ્યો જ ન હતો, હું તો તને આર્યસમાજની ઓળખાણ કરાવવા આવ્યો હતો. હું જે ધારણાથી અહીં આવ્યો તે કામ સફળતાથી પૂર્ણ થઈ ગયું છે, જેથી મને અનહદ આનંદ સાથે સંતોષ થયો છે."

પછી ખેતશીભાઈ એક અઠવાડિયાંની અંદર જ કચ્છ જવા રવાના થઈ ગયા. પાછળ હું નિયમિત આર્યસમાજમાં જતો અને પ્રવચનો સાંભળતો.

[૫૭]

## ગાયના દૂધના ગુણોની સાચી સમજ :–

એક વખત મેં મુમ્બઈમાં ઉછેરેલી ગાયના દૂધ અને ભેંસના દૂધ વચ્ચેના તફાવતની શંકાના સમાધાન માટે પંડિતજીને પૂછયું કે : "વેદોમાં ગાયના દૂધની કિંમત વધારે બતાવી છે કે ભેંસના દૂધની ?"

ત્યારે પંડિતજીએ જવાબ આપ્યો : "વેદોમાં ભેંસનું નામો નિશાન નથી. વેદોમાં ફકત ગાયને જ બતાવી છે, કેમ કે ગાયનું દૂધ માનવીના શારીરિક અને બૌદ્ધિક એમ બન્ને બળને વધારે છે. જયારે ભેંસનું દૂધ શારીરિક બળ અને બૌદ્ધિક બળનો નાશ જ કરે છે." એટલું કહી પંડિતજી ચાલ્યા ગયા.

અહીં મને મુંબઈવાળા મેમસાહેબે કરેલી ટકોર ભેંસનું દૂધ અમે ખાધું પીધું હોત તો ભારત ઉપર અમે રાજ કરી શકયા ન હોત' અત્યારે યાદ આવી ગઈ. મને તે મેમસાહેબ હવે સાચાં લાગ્યાં. મનમાં વિચાર પણ આવ્યો કે તે યુરોપિયન લોકો તો વેદના જ સિધ્ધાંતનો અમલ કરી રહયા છે; જયારે આપણે ભારતવાસીઓ વેદને બિલકુલ ભૂલી ગયા છીએ.

## આર્ય સમાજી બન્યો :–

મેં જનોઈ પહેરી ન હોવાથી હવનમાં બેસવાનો અધિકારી બની શકયો ન હતો જે મને સતત ખટકયા કરતું, પણ જનોઇ પહેરવાની હિંમત ચાલતી ન હતી. પાંચ છ મહિના પછી મને ભાઇશ્રી પરસોત્તમ ભાઈ મોતીભાઇ ગામ કરમસદ, ખેડા જિલ્લાવાળા જે રેલવે ઓફિસમાં મહેતાજી હતા તેનો ભેટો થઇ ગયો. તેમની પાસેથી મને **"બાવા ઈરાનશા સંન્યાસીનો ઈતિહાસ"** નામનું પુસ્તક જેના લેખક સહદેવ સાધુ (સંવત : ૧૫૯૨ ઈ.સ. ૧૫૩૬) જે ઇરાનશાના શિષ્ય હતા. [સહદેવ જોષી (સંવત : ૧૪૭૬ ઈ.સ. ૧૪૨૦) જે સદરૂદીનના શિષ્ય હતા તે નહિ.] તે હાથ લાગી ગયું તે પુસ્તકમાં બાવા ઈરાનશા સંન્યાસીએ બતાવ્યું છે કે : 'પાટીદાર ભાઇઓના પૂર્વજોની જનોઇઓ ઉતરાવીને

પીરાણામાં મેં (બાવા ઈરાનશાએ) સાચવી રાખી છે.' આ વાત જાણતાં જ મારા મનમાંથી જનોઈ પહેરવા અંગેનો ભય નીકળી ગયો. જ્ઞાતિનો કોઈ ગઢેરો પૂછેતો 'પીરાણાથી અમારા વડીલોની જનોઇઓમાંથી એક લઇ આવીને પહેરી છે.' એવો જવાબ આપવાનું પણ સૂઝી ગયું. આથી મેં આર્યસમાજમાં સંવત : ૧૯૮૪ (ઈ.સ. ૧૯૨૮)ના ચૈત્રમાં જનોઈ પહેરી લીધી અને હવન કરવાનો અધિકારી પણ બની ગયો.

## ભારતમાં અંગ્રેજી રાજનું કારણ

### એક અંગ્રેજની દૃષ્ટિએ :–

નૈરોબીમાં કામ મંદ પડવાથી હું અને માનકુવાના ભાઇશ્રી પૂંજારામ રામજી વેલાણી યુગાન્ડાના સૌથી મોટા શહેર કમ્પાલામાં ઉપડી ગયા. ત્યાં મીઠા દરિયાના કિનારા ઉપર એક મોટી હોટલ બાંધવાનું કામ ચાલી રહયું હતું. એ કામનો ઠેકેદાર 'ઓબી' નામનો એક યુરોપિયન સજ્જન હતો. અમે તેની પાસે કામ કરવા લાગી ગયા.

પછી એક દિવસ સાંજના ઓબી સાહેબ અને તેમના ધર્મપત્ની મેડમ મેરી અમારા કવાર્ટર્સ ઉપર ધર્મ સંબંધી ચર્ચા કરવા આવેલ હતા. શરૂઆતમાં જ ઓબી સાહેબ બોલ્યા : "તમારા દેશના મહર્ષિ સ્વામી દયાનંદજીનું લખેલું 'સત્યાર્થ પ્રકાશ' નામનું પુસ્તક મેં પૂરેપૂરું વાંચ્યું છે. તેથી મને વૈદિક ધર્મ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા બેસી ગઈ છે. અમે દસ વરસથી માંસ, મચ્છી, ઇંડાં વગેરે અખાદ્ય વસ્તુઓ ભોજનમાં લેતા નથી."

ઓબી સાહેબ પાસેથી આવી ધર્મની વાતો સાંભળીને મને તો ખૂબ આનંદ થયો. પછી વાતોમાંને વાતોમાં ઇન્ડિયામાં ચાલતી સ્વરાજની ચળવળ વિષે મેં ઓબી સાહેબને પૂછયું. "તમે લોકો અમને અમારું સ્વરાજ કેમ આપતા નથી ?"

ત્યારે ઓબી સાહેબ બોલ્યા : "તમે સ્વરાજ લઇને સુખી થશો નહિ, કેમ કે રાજ તો બુદ્ધિશાળી રાષ્ટ્ર ચલાવી શકે, તમારો ભારત તો

બુદ્ધિહીન દેશ છે."

ત્યારે મેં તેમને પૂછયું : "અમારા ભારતને તમે બુદ્ધિહીન કેમ કહો છો તે સમજાવશો ?"

ત્યારે ઓબી સાહેબ બોલ્યા : "ઈ.સ. ૧૯૨૪માં હું ઇન્ડિયામાં મુંબઈ ગયો હતો. ત્યાંથી જ મને અનુભવ થયો કે ઇન્ડિયામાં સોનાનો ભાવ ઓછો છે અને પિત્તળનો ભાવ વધારે છે. આવો બુદ્ધિહીન દેશ રાજ ચલાવતાં શું જાણે ?"

ત્યારે મેં કહયું : "તમે ખોટું બોલી રહયા છો !"

ત્યારે ઓબી સાહેબ બોલ્યા : "સાંભળો મિસ્ટર ! ભેંસનું દૂધ તો પિત્તળ કરતાં પણ હજાર ગણું નીચ કોટિનું છે તો તેનો ભાવ ઇન્ડિયામાં વધારે છે અને ગાયનું દૂધ સોના કરતાં પણ હજાર ગણું કિંમતી છે તો તેનો ભાવ ઓછો છે. આવો અન્ધ દેશ સ્વરાજ લઇને કેવી રીતે સુખી થઈ શકશે. ?"

ઓબી સાહેબના આવા બાણરૂપી શબ્દો સાંભળીને મને પણ ગાયના દૂધના ઉત્તમ ગુણોની યથાર્થતા સમજાઈ મેં ઓબી સાહેબને ધન્યવાદ આપ્યા. પછી તેઓ બન્ને જણ પોતાને નિવાસ સ્થાને ચાલ્યા ગયા.

ઓબી સાહેબ ગાય અને ભેંસની તુલનાની મને નવી દૃષ્ટિ આપી હતી. અગાઉ શંકાઓ ઉભી થયેલ હતી.

"આપણે દરબારમાં રાજાને જયારે અરજી કરીએ છીએ ત્યારે દરબારી તુમારોમાં પ્રારંભમાં ગૌબ્રાહ્મણ પ્રતિપાળ નોંધારાના આધાર, ધર્મધુરંધર, અખંડ પ્રૌઢ પ્રતાપી મહારાજધિરાજ' ઈત્યાદિ ઉપમાઓ આપીએ છીએ. જો ગાયની તુલનામાં હિન્દુઓ ભેંસને વધુ કિંમતી ગણાતા હોય અને તેના દૂધને વધુ મુલ્યવાન સમજતા હોય તો ભેંસ બ્રાહ્મણ પ્રતિપાળ' લખવું જોઇએ પરંતુ એમ શા માટે નથી લખાતું ?"

"પ્રત્યેક હિન્દુની એક સ્પષ્ટ પૌરાણિક માન્યતા છે કે 'બળદનાં શિંગડાં પર પૃથ્વી ટકેલી છે.' હવે જો ખરેખર ભેંસ વધુ કિંમતી પ્રાણી ગણાતી હોય તો પછી શા માટે 'પાડાનાં શિંગડાં પર પૃથ્વી ટકેલી છે.' એવી માન્યતા પ્રચલિત ન થઈ ?"

"ગાયની કિંમત ઓછી અને તેના દૂધની કિંમત પણ ઓછી છતાં શા માટે કચ્છના હિન્દુઓ પોતાના પુત્રનું નામ 'ગાભુભા'ને બદલે 'પાડાભા' રાખતા નથી ?"

"ભારતનાં ઘણાં સ્થાનો પર ગાયોની પાંજરાપોળો જોવા મળે છે પણ ભેંસની કિંમત વધુ હોવા છતાં તેની પાંજરાપોળો કેમ એકેય દેખાતી નથી ?"

"દાનમાં 'ગૌદાન' શબ્દ પ્રયોજાય છે પણ ક્યાંય 'ભેંશદાન' શબ્દ પ્રયોજાતો નથી તેનું કારણ શું ?"

આવી બધી શંકાઓનું સમાધાન ગાયની ઉપયોગિતા વિષે વિચારતાં થઈ ગયું, ગાયની ઉપયોગિતા ભેંસ કરતાં અનેક ગણી વધુ છે એટલા માટે જ હિન્દુઓમાં ગાય સંબંધી આવી બધી કહેવતો, વિશેષણો, માન્યતાઓ, આશ્રયસ્થાનો પ્રચલીત થયાં છે.

હું કમ્પાલા ચૌદ મહિના રહયો. આ સમય દરમ્યાન કચ્છ મોટી વિરાણીમાં શ્રી રતનશીભાઈએ લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર ઊભું કરાવ્યું તેના વાવડ અમને મળ્યા રતનશીભાઈનો શ્રી નારાયણજીભાઈ સાથે સંવત : ૧૯૮૧ થી વિરોધ થયો શરૂ થયો હતો જેનું આ પરિણામ હતું. કમ્પાલામાં કામ પુરૂં થતાં સંવત ૧૯૮૭ (ઈ.સ. ૧૯૩૧) ના ચૈત્ર વદ-૩૦ના પુરા સાડા ત્રણ વરસે આફ્રિકાથી કચ્છ પાછો આવ્યો.

## કચ્છના અનુભવો :—

સંવત : ૧૯૮૭-૧૯૮૯ : ઈ.સ. : ૧૯૩૧-૧૯૩૩)

હું કચ્છ પહોંચ્યો ત્યારે ચુસ્ત આર્યસમાજી બની ગયો હતો.

આફ્રિકામાં આર્યસમાજમાં થતાં પ્રવચનોથી મને એ સમજાઈ ગયું હતું કે આર્યસમાજ કોઇને પણ માનતો નથી અને ઝઘડાખોર છે એ વાતમાં સમજણફેર થતી હતી. આર્યસમાજ એ એવા શિષ્ટ લોકો જેને પરાપૂર્વથી 'આર્ય' કહેવામાં આવે છે તેવા 'આર્યલોકો'નો બનેલો સમાજ છે અને લોકો 'આર્ય' બને એ માટે પ્રયત્નો કરે છે જે જુદા જુદા પાખંડી પંથોને ન માનતાં માત્ર એક જ સર્વવ્યાપક પરમેશ્વર દ્વારા પ્રબોધાએલા 'વેદ'ને માને છે. વેદના વિરોધી એવા પાખંડીપંથો દ્વારા આચરાતા દુરાચારોનો સખ્ત વિરોધ કરે છે. દુરાચાર સામેના આવા વિરોધને લીધે જ દુરાચાર આચરનારાઓ તેને ઝઘડાખોર અને નાસ્તિક કહી વગોવે છે.

આજે હિન્દુ સમાજમાં આવા દુરાચારીઓ અને તેને ટેકો આપનાર અંધશ્રદ્ધાળુઓનું બાહુલ્ય હોવાથી જ જુદાજુદા પાખંડી પંથો ફુટી નીકળ્યા છે અને હિન્દુ સમાજને જુદા જુદા ટુકડાઓમાં વિભક્ત કરી રહ્યા છે, તેમને કોરી રહ્યા છે : આ અને આવું બધું જ્ઞાન હું આફ્રિકામાંના આર્યસમાજના સંસર્ગમાં રહેવાથી સમજી ગયો હતો.

## સૌ પ્રથમ લુડવામાં આર્યસમાજની સ્થાપના :–

આર્યસમાજ વિષેની સાચી સમજણને લીધે આફ્રિકાથી લુડવા પહોંચ્યા પછી બીજે જ દિવસે અમે એક ડેલો ભાડે રાખી લીધો. બીજે દિવસે સંવત : ૧૯૮૭ (ઈ.સ. ૧૯૩૧)ના વૈશાખ સુદ–૩ના ભાઇશ્રી ખેતશીભાઇને વેદવિધિ મુજબ જનેઈ પહેરાવીને ડેલામાં બેસી સંધ્યા ઉપાસના હવન શરૂ કરી દીધાં. આ રીતે લુડવામાં સૌ પ્રથમ આર્યસમાજની સ્થાપના થઈ.

## આર્યસમાજ સ્થાપનાના પ્રત્યાઘાત :–

અમે જનોઇઓ પહેરી છે તેની ખબર ગામના વડીલોને પડી ગઈ. તેઓએ અમોને બોલાવ્યા અને જનોઈ પહેરીને સારું નથી કર્યું તેમ કહયું. મેં તેમને મને આફ્રિકામાં સૂઝેલો જવાબ આપ્યો, જેનો

તેમની પાસે કશો જવાબ ન હતો. પણ વડીલો કંઈ થોરા જ એમ બેસી રહે એવા હતા ! તેમણે અઠવાડીયાની અંદર અમારા આખા પાંચાડાની ગઢેરાઓને 'ચોવટ' માટે ભેગા કર્યા જેમાં માનકૂવાવાળા સોમજી બાપા મુખ્ય હતા. આ ચોવટમાં મને એકલાને જ બોલાવવામાં આવ્યો ખેતશીભાઈને બોલાવ્યા નહિ. આનું આશ્ચર્ય મને હતું. પછી મનમાં થયું કે ખેતશીભાઈને મેં જ જનોઈ પહેરાવી છે એટલે દોષ મારો જ જોવાયો હશે. અથવા તો ખેતશીભાઈએ ગામના વડીલોને સમજાવી લીધા હશે.

સોમજી બાપાએ મને ખૂબ ધમકાવ્યો સમજાવ્યો પણ હું મારા નિર્ણયમાં અડગ રહયો આથી કંટાળીને બીજે દિવસે બહારથી આવેલ ગઢેરાઓ મને સમજાવવાનું ગામ ઉપર છોડીને ચાલ્યા ગયા.

પછી ગામવાળાઓએ પંદર દિવસમાં ત્રણે પાંચાડાના ગઢેરાઓને ભેગા કર્યા, જેમાં નેત્રાના કરમશી ગઢેરો, હીરો પટેલ મગવાણાવાળા અને સોમજી બાપા માનકુવાવાળા મુખ્ય હતા. આ વખતે પણ મને ફરીથી ખૂબ ધમકાવવામાં આવ્યો. 'જગ્યા'માં તમાસો જોવા લગભગ આખું ગામ આવ્યું હતું. મને જયારે ધમકાવવામાં આવી રહયો હતો ત્યારે સાંભળવા આવેલ ગામના ભાઈશ્રી હરજી કરશન ધોળુએ મોટા અવાજે ગઢેરાઓને એવું કહયું કે હું એકલો નથી પણ મારી સાથે અર્ધું ગામ છે ત્યારે ગઢેરાઓ અને અમારા ગામના વડીલો વચ્ચે મોટું વાકયુધ્ધ જામી પડયું. એમાં કોઈ જાતનો નિર્ણય લઈ શકાયો નહિ.

બીજે દિવસે એવો નિર્ણય કરવામાં આવ્યો કે મારા પક્ષમાં કેટલા છે તે નકકી કરવા 'એકડા' (વોટ) લેવા. મારા મોટા બાપા રવજી બાપા ગામના પટેલ એટલે સૌ પ્રથમ તેમને જ એકડો કરવાનું કહેવામાં આવ્યું. રવજીબાપા સ્વામી જ્ઞાનાનંદજીના સસંગમાં રહેલા તેથી પહેલેથી જ વેદધર્મ પ્રત્યે હ્રદયમાં કુણી લાગણી ધરાવતા પણ એકડો કયાં કરશે તેની મને ચિંતા હતી. તેમને નાતના પક્ષમાં એકડો કરતા જોઈ હું નિરાશ થઈ ગયો. હવે કોઈ પણ મારી તરફેણમાં એકડો કરવાની હિંમત કરી શકશે નહિ એની મને ખાત્રી થઈ ગઈ. નિરાશાની લાગણીમાં

તણાઈને ગઢેરાઓને મેં કડવા શબ્દોમાં કહયું કે ઈતિહાસમાં મુસલમાનોએ હિન્દુઓની જનોઇઓ ઉતરાવેલ તેનો ઉલ્લેખ છે પણ હિન્દુઓએ હિન્દુની જનોઇઓ ઉતરાવી હોય એવો કયાંય ઉલ્લેખ નથી મને એજ સમજાતું નથી કે તમારા શરીરમાં કોની લોહી વહી રહયું છે. મારો આવો અપમાન જનક આક્ષેપ સાંભળી બધા ગઢેરાઓ ગુસ્સે થઈ લુડવાનું પાણી પીવું હરામ કરી ઉઠીને પોતપોતાને ગામ જવા રવાના થઈ ગયા.

ગઢેરાઓ માટે બપોરના ભોજનમાં લાડુ શીરો લાપસીની વ્યવસ્થા થઈ ગઈ હતી. આ ભોજન લીધા વગર વડીલો જતા હતા ! વડીલો ભૂખ્યા ચાલ્યા જાય તો તેનું પાપ મારે જીવું ત્યાં સુધી ભોગવવું પડે આથી મને ખૂબ દુઃખ થયું. મેં મારા કાકાઇ મોટા ભાઇઓને કહયું કે ગઢેરાઓ ભૂખ્યા ચાલ્યા જાય એ સારું નહિ હું તેઓ જેમ કહેશે તેમ હવે કરીશ પણ તમે તેમને બધાને સમજાવીને પાછા બોલાવી લાવો તેઓ બંને ભાઇઓ શ્રી ભાણુજી માવજી વેલાણી અને અરજણ ગોપાલ વેલાણી તથા અમારા કુવાશ્રી હંસરાજભાઈ લાલાણી દેશલપરવાળા મારા જામીન પડી, ગઢેરાઓને સમજાવીને પાછા તેડી આવ્યા.

મેં બધા વડીલોની હાથ જોડીને માફી માગી. વડીલો જેમ કહેશે તેમ વર્તવા અને જે દંડ કરશે તે ભરવા મેં તૈયારી બતાવી અને લાગણી ભરેલા અવાજે તેઓને વિનંતિ કરી કે સર્વે વડીલો ભોજન લઈને મને પાપમાંથી મુક્ત કરે આ વખતે મારૂં હૃદય ભરાઈ આવ્યું અને હું વિશેષ બોલી શકયો નહિ. મારી આ લાગણી ભરી વિનંતિની કરમશી બાપા ઉપર સારી અસર થઈ તેમણે ઊભા થઈને કહયું : "સર્વે ભાઇઓ ! સાંભળજો કે આ છોકરાની સુપાત્રતા જોઇને નાતને બહુ સંતોષ થયો છે. તેથી નાત તેને જનોઈ ઉતારી નાખવાનું કહેતી નથી અને કોઇ પણ જાતનો દંડ પણ કરતી નથી. આપણા બીજા દીકરા પણ આવા સુપાત્ર બને એવી ભગવાન પાસે પ્રાર્થના કરીએ. વિશેષમાં અહીં આવવાથી આપણને એવી ખાત્રી થઈ છે કે શિવગણનો ધર્મ આર્યસમાજનો ધર્મ છે. બધા જ ધર્મ કરતાં આ ઊંચો છે, કેમ કે ભાઇશ્રી રતનશી ખીમજીએ પોતાના ગામ વિરાણીમાં ભગવાનનું મંદિર ઊભું કરેલ છે તેમાં તો ભાઇ

ભાઈના ઝઘડા કોર્ટમાં ચાલી રહયા છે. અમને એ પણ અનુભવ થયો છે કે આર્યધર્મ છે તે ઠોલિયા (હલકટ)નો ધર્મ નથી.”

શ્રી કરમશીબાપાના આ નિર્ણયનો બીજા કોઈ વડીલોએ વિરોધ કર્યો નહિ એટલે પછી બધા ઉઠયા અને જમવા ગયા. બધા જ વડીલોએ ઘણા જ આનંદ પૂર્વકભોજન લીધું અને પછી જગ્યામાં થોડો આરામ કર્યો. પછી વડીલો આરામ કરી ઉઠયા ત્યારે હું તેમને મળવા ગયો અને ત્રણે વડીલોને પગે લાગીને બેઠો ત્યારે તેમણે મને સુખી રહેવાના અંતર પૂર્વકના આશિર્વાદ આપ્યા.

વડીલોના આવા આશિર્વાદ સદા મારી સાથે રહયા છે. મને એ પણ સતત સમજાતું રહયું છે કે તમામ જીવો તરફથી સદ્‌ભાવના આવા આશિર્વાદ મેળવવામાં સદા ઉપયોગી થાય છે. વડીલોના આશિર્વાદથી લુડવામાં આર્યસમાજની પ્રવૃત્તિ સતત ચાલુ રહી છે.

## શ્રી નારાયણજીભાઈ સાથે વીરાણીમાં મેળાપ –:

સંવત ૧૯૮૮ (ઇ.સ. ૧૯૩૨)માં માહ મહિનાની આજુબાજુ મને અમારા ગામના ભાઈશ્રી હરજી લધા રામાણીએ વાત કરી કે શ્રી નારાયણજીભાઈ મુંબઈથી કચ્છમાં વિરાણી આવેલ છે. એટલે અમે બંને નારાયણજીભાઈને મળવા વિરાણી ગયા.

હરજીભાઈને જોઈને નારાયણજીભાઈ બોલી ઉઠયા : “અરે ! તમે સંવત : ૧૯૬૪ (ઇ.સ. ૧૯૦૮)માં શુદ્ધિ કરાવ્યા બાદ મુંબઈ છોડયા પછી મને હમણાં મળો છો.!”

શ્રી હરજીભાઈ શ્રી નારાયણજીભાઈ સાથે સર્વ પ્રથમ શુદ્ધિ કરાવનાર સાત જણ પૈકીના એક હતા. તેઓ પછી નારાયણજીભાઈને મળ્યા ન હતા તેની પાછળ પણ એક ઇતિહાસ છે : તેઓ જયારે શુદ્ધિ કરાવી, જનોઈ પહેરી મુંબઈથી કચ્છમાં લુડવા આવ્યા ત્યારે તેની ખબર નાતને પડી ગઇ હતી. તેથી મારા મોટા બાપા રવજી બાપા ઉપર માનકુવાથી નાતનો કાગળ આવ્યો કે હરજી લધાએ શુદ્ધિ કરાવેલ છે.

તે ફીટાડી નખાવવી અને જનોઈ ઉતરાવી નખાવવી. તેમ ન કરે તો તેને નાત બહાર કરવો અને તેની પત્નીને માવતરે મોકલી આપવી. રવજીબાપાએ હરજીભાઈને બોલાવીને નાતના પત્રથી વાકેફ કર્યા, પણ હરજીભાઈ માન્યા નહિ એટલે તેમને નાત બહાર કરવામાં આવ્યા, અને તેમની પત્નીને માવતરે દરશડી મોકલી દેવામાં આવ્યા. હરજીભાઈનાં પત્ની ચુસ્ત સતપંથી હતાં. હરજીભાઈની શુધ્ધિ તેમને પસંદ ન હતી, તેથી તેમનો વિરોધ તેઓ કરતાં રહેતાં.

હરજીભાઈ નાતબહાર થતાં જ ગામ સાથેનો તેમનો વ્યવહાર પણ બંધ થઈ ગયો. પત્ની માવતરે ચાલ્યા ગયાં, તેથી ખુબ મુશ્કેલી પડવા લાગી. છતાં અડગ રહયા પછી આખરે તેઓ થાકયા અને માનકુવા નાત પાસે માફી માંગી અને શુધ્ધિ બગાડી નાખી. આ પ્રસંગ પછી તેઓ નારાયણજીભાઈને મોં બતાવતાં હમેશાં સંકોચ અનુભવતા રહયા હતા.

1908 માં શુદ્ધિ કરાવનાર હરજીભાઈને જ્ઞાતિ બહાર કર્યા અને દબાણમાં આવીને તેઓએ શુદ્ધિ બગાડી

પણ જેવો હું આર્યસમાજી બની આફ્રીકાથી લડવા આવ્યો એટલે તરત તેઓ મારી સાથે ભળી ગયા અને મને કહયું " અમે જે ધર્મને સ્વીકારેલ તે ધર્મને તેં સ્વીકારીને ઉત્તમ કામ કરેલ છે " મારો તેમને સાથ મળતાં તેમનામાં થોડી નૈતિક હિંમત પણ પાછી આવી હતી. તેથી નારાયણજીભાઈને મળવા આવ્યા હતા.

શ્રી નારાયણજીભાઈએ મારી સાથે રામરામ કરીને કહયું " શિવગણ તારા સમાચાર મને મળતા રહે છે "

નારાયણજીભાઈ મને ઓળખે છે તે જોઈ હરજીભાઈને થોડું આશ્ચર્ય થયું. તેમણે નારાયણજીભાઈને પુછયું " આ શિવગણને તમે ઓળખો છો ? "

ત્યારે શ્રી નારાયણજીભાઈ બોલ્યા : " કેમ નહિ ? કરાંચીની પરિષદમાં તેણે યુવક મંડળને પાંચ રૂપિયા દાન આપેલ તેને કારણે તેને કરાંચી છોડવી પડી હતી અને અમારી સાથે જ મુંબઈ આવવું પડયું. પછી મુંબઈની પરિષદમાં એમના મોટા ભાઈ સાથે હાજર રહયા હતા. એમનો મામો જશો પટેલ જે 'ફતેહમામદ'ના નામથી ઓળખાય છે તેમના

દબાણથી શુધ્ધિ પણ કરાવી શકયા ન હતા. અને ગયે વરસે તેમણે પહેરેલ જનોઈ ઉતરાવી નાખવા ત્રણે પાંચાડાની નાત ભેગી થઈ હતી પણ ઉતરાવી શકી નહિ! હવે તો તેમના આખા પરિવારમાં વૈદિકધર્મનાં સંસ્કાર આવી ગયા છે, તે બધું હું જાણું છું " આટલું બોલી નારાયણજીભાઈ થોડીવાર શાંત બેસી રહયા. તેઓ જ્ઞાતિ અને તેની ધાર્મિક તથા સામજીક ગતિવિધિઓથી સંપૂર્ણ રીતે માહીતગાર રહેતા, તેમની આવી શકિત જોઈ મને આશ્ચર્ય થયા કરતું.

પછી તેમણે આગળ બોલતાં કહયું: "મારી ભાવના એવી હતી કે આસ્તે આસ્તે કરીને આપણી આખી જ્ઞાતિને વૈદિકધર્મના સંસ્કાર આપીને તેમના બારણે બારણે વેદોનાં ગીત ગાન ગાજી રહે. આવો પ્રભુનો વેદોરૂપી પવિત્ર સંદેશો જ્ઞાતિનાં સર્વે ઘરોમાં ગુંજતો રહે એવી મારી પવિત્ર અને તિવ્ર ભાવના અને આશા હતી. પરંતુ ભાઇશ્રી રતનશીએ વેદ વિરુધ્ધ ભગવાનનું મંદિર ઊભુ કરી મારી આશા પર પાણી ફેરવી દીધું છે. કારણકે પથ્થરની મૂર્તિનાં ફકત દર્શન કરવાથી જ સીધું સ્વર્ગ મળી જતું હોય તો અજ્ઞાનીઓ સાચો ધર્મ સમજવાની મહેનત કર્યા વગર, વગર મહેનતે સ્વર્ગમાં પહોંચાડનાર ભાઈશ્રી રતનશીના આ સગવડીયા ધર્મને જ અપનાવવા વાળા છે. તેથી જ્ઞાતિને સાચા ધર્મ તરફ વાળવાની મારી ઈચ્છા અધુરી જ રહી ગઈ છે. " આટલું બોલતાં બોલતાં ભાઇ શ્રી નારાયણજીભાઈનું હૃદય ભરાઈ આવ્યું, પછી થોડુંક થોભીને તેઓ બોલ્યા : મારી પવિત્ર જ્ઞાતિએ જાણે અજાણે કરેલાં પાપ હજી ભોગવવાં બાકી રહી ગયા હશે જેથી અમ અગ્રેસરોમાં મતવિરોધ થયો. મારી પવિત્ર ભાવના પુરી થઈ હોત તો હું એક સો વરસ જીવી શકયો હોત પણ હવે તો ઈશ્વર જાણે કેટલું જીવાશે. "

શ્રી નારાયણભાઈજીના હૃદયનાં ઉદ્દગાર સાંભળીને થોડો વખત અમે પણ કંઇ બોલી શકયા નહિ. પછી આસ્તે રહીને મેં નારાયણજીભાઇને કહયું : "હું તમારી પાસેથી એક અગત્યની હકીકત જાણવા ઈચ્છું છું અને તે એ કે મેં સંવત-૧૯૭૬ (ઈ.૧૯૨૦)ની સાલથી સતપંથ છોડી દીધેલ પરંતુ તે જમાનામાં વૈદિકધર્મનું કે આર્યસમાજ નું કોઇ નામ પણ જાણતા નહતા

[૬૭]

એટલે હું આઠ વરસ સુધી સંપ્રદાયોની ભુલામણીમાં જ ભમતો રહ્યો હતો. તે દરમ્યાન તમે પણ મારી પાસે ઘણીએ વખત વૈદિકધર્મની વાતો કરેલ એ, વાતો સંપૂર્ણ રીતે મારે ગળે ઉતરતી ન હતી. ત્યારે તમે તો સવંત-૧૯૬૪ની સાલમાં સતપંથનો ત્યાગ કરીને તરત જ સીધા વૈદિકધર્મની શોધખોળ કરવા લાગી ગયા હતા. આવું તમને સુઝયું કેમ? ”

ત્યારે શ્રી નારાયણજીભાઈ બોલ્યા : “ હું મારા પિતાશ્રી પાસેથી ચારે વેદનાં નામ તો અવારનવાર સાંભળતો જ હતો અને વિશેષમાં પિતાશ્રી એમ પણ કહેતા કે આખી દુનિયામાં સર્વથી શ્રેષ્ઠ તો વૈદિક ધર્મ જ છે. આમ તેમને મુખેથી વૈદિક ધર્મની પ્રશંસા હું હમેશાં સાંભળતો પરંતુ જ્ઞાતિ સમાજમાં ભળીને ચાલવા માટે અમારા ઘરમાં સતપંથનો અમલ અમે કરતા હતા. પછી જ્યારે મેં તે ધર્મ સદંતર છોડી દીધો ત્યારે વિચાર આવ્યો કે હવે મારે કયો ધર્મ અંગીકાર કરવો? એવા વિચારની સાથે મને મારા પિતાજીએ વૈદિકધર્મની સંભાળાવેલી વાતો તરત યાદ આવી, એ રીતે મારા પૂજ્ય પિતાજીનાં પ્રતાપે હું સીધો વૈદિકધર્મની શોધ કરવા લાગી ગયો.

આ સમય દરમ્યાન પંજાબમાં સ્વામી દયાનંદ સરસ્વતી વેદધર્મનો પ્રચાર કરી રહયા હતા તેવી વાતો મને સાંભળવા મળતી હતી. તેથી વૈદિક સાહિત્યની શોધ અને વાંચન શરૂ કર્યું, ફુરસદના સમયે માધવબાગ આર્યસમાજ મંદિરમાં પણ જવા લાગ્યો, પછી ઢોલેરાવાળા વેદ શાસ્ત્રજ્ઞ શ્રી રામેશ્વર મોરારજીનો પરિચય થયો અને પરિણામે મેં વૈદિકધર્મ સ્વીકારવાનો નિર્ણય કર્યો.

Satpanthio sathe khava pivana vyavharo kem todya?

શ્રી નારાયણજીભાઈની વાત સાંભળી મને બહુ આનંદ થયો. વારસાના પવિત્ર સંસ્કારથી માનવી કેવી ઉચ્ચ કોટીની પદવી અને સિદ્ધિ મેળવી શકે છે એનો દાખલો નારાયણજીભાઇ હતા !

પછી મેં તેમને બીજો સવાલ પૂછતાં કહ્યું : “ તમે શુદ્ધિ કરાવ્યા પછી સતપંથીઓ સાથે ખાવાપીવાનો વ્યવહાર શા માટે તોડી નાખ્યો ? વ્યવહાર જો ચાલુ રાખત તો તમે વિશેષ કામ કરી શકયા હોત. ”

Reason why Khava-Pivano Vyvahar was not followed.
2 Things emerge.

1) Fear of being ex-communicated

2) To ensure there is high morale amongst themselves, even though it may not be fully on correct grounds. i.e,, false superiority complex

ત્યારે રતનશીભાઈએ જવાબ આપ્યો : "જુઓ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવવું એ વેદાજ્ઞ મુજબ અનિવાર્ય હતું. તે કરાવ્યા પછી અમે ખાવાપીવાનો વ્યવહાર ચાલુ રાખ્યો હોત તો અમે નીચ કોટીના થઈ ગયા છીએ એમ માની જ્ઞાતિ અમને નાતબહાર કરી મૂકત, અને અમારા ઘરના પાણીનો છાંટો પણ કોઇ લેત નહિ. આથી અમને દંડ દઈને જ્ઞાતિમાં ભળી જવાની ફરજ પડત.

આ બધી બાબતોનો વિચાર કરીને અમે શુદ્ધિવાળાઓએ એવો નિર્ણય કર્યો કે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરી, ઉપનયન ધારણ કરી વૈદિકધર્મ અપનાવ્યા પછી આપણે સતપંથીઓ કરતાં ઉચ્ચકોટીના બની જઇએ છીએ, આથી તેમની સાથેનો ખાવાપીવાનો વ્યવહાર સદંતર બંધ કરી દેવો. આ નિર્ણયનો અમે સાતે ભાઈઓનાં પરિવારોએ ચુસ્ત રીતે અમલ કર્યો. તેથી અમે જુજ સંખ્યામાં હોવા છતાં ટકી રહયા.

No of people converted to Arya Samaj by 1926 is 461 only

પછી શુદ્ધિનું કાર્ય ચાલુ થઈ ગયું. તે સંવત : ૧૯૮૦ (ઇ.સ.૧૯૨૪) સુધી એમ બે વરસના ગાળામાં જ સેકડો પરિવારની ૪૬૧ વ્યકિતઓ શુદ્ધિ કરાવીને અમારી સાથે ભળી ગઈ. જો રતનશી બદલી ન ગયો હોત તો થોડાજ સમયમાં અમે આખી જ્ઞાતિને શાંતિપૂર્વક શુદ્ધિ કરાવી વૈદિકધર્મ સાથે જોડી દેત"

પછી મેં એક બીજી પણ શંકા રજુ કરી કે : "અમારા સાંભળવા મુજબ શ્રી રતનશીભાઇએ વીરાણીમાં જે મંદિર ઊભું કર્યું છે તેને કાઢી નાખવા માટે સતપંથીઓએ ભુજની કોર્ટમાં દાવો કરેલ છે. તે દાવાની સામે લડીને તમે કોર્ટમાં મંદિરને બચાવવાની કાર્યવાહી કરો છો. તો તમને મંદિરને બચાવવાની શા માટે જરૂર પડી?"

ત્યારે નારાયણજીભાઈ બોલ્યા : "જો આર્યસમાજના મૂળ સિદ્ધાંતને હજુ તું જાણતો નથી, માટે સાંભળ : આર્યસમાજ માત્ર વેદપ્રતિપાદિત ધર્મને જ માને છે વેદમાં મૂર્તિપૂજા છે જ નહિં. એટલું જ માત્ર નહિં : વેદની ઋચાઓ તો સ્પષ્ટ કહે છે કે ઈશ્વર નીકોઈ પ્રતિમા નથી, ઈશ્વર તો

નિરાકાર અને અજન્મા છે. એથી આર્યસમાજ મૂર્તિપૂજાનો વિરોધી અવશ્ય છે. પણ મૂર્તિનો વિરોધી નથી. એ મૂર્તિભંજક નથી એટલું જ નહિ પરંતુ કોઇપણ હિન્દુઓના ભગવાનની મૂર્તિ કે તેનાં મંદિરને તોડવા માટે મુસલમાનોએ જુલમ ગુજાર્યો છે ત્યાં આર્યસમાજીઓએ પોતાના જીવને જોખમમાં મુકીને પણ મંદિરો બચાવેલાં છે. એ રીતે હું પણ આર્યસમાજી હોવાથી મૂર્તિને માનતો નથી પણ મૂર્તિને કે તેનાં મંદિરને બચાવવા માટે મેં મારી ફરજ અદા કરી છે.

સાચો આર્યસમાજી પોતાની ફરજમાંથી કયારેય પાછો પડતો નથી, પછી તે મંદિરોનું રક્ષણ હોય કે સમાજનું અથવા આખા દેશનું. ભારતની આઝાદીમાં દેશના રક્ષણ કાજે અસંખ્ય આર્યસમાજીઓએ પોતાના જીવનની આહૂતિ આપી દીધી છે. આવા આર્યસમાજીએના સમાજે તો દેશ માટે એવાં ઉમદા કાર્યો કર્યા છે જેનો ઇતિહાસ તું વાંચીશ તો ચકિત થઈ જઈશ."

શ્રી નારાયણજીભાઇનો ઉપરોક્ત ખુલાસો મારા હૃદય સોંસરવો ઉતરી ગયો. પછી અમો બપોર પછી વીરાણીથી પાછા લુડવા આવતા રહયા. તેમની ઉપર આર્યસમાજનો કેટલો પ્રભાવ હતો તે પણ આ ખુલાસાથી સમજાતું હતું.

## લુડવાથી મુંબઇ :–

આફ્રિકાથી કચ્છ આવ્યા પછી લુડવામાં મારું રોકાણ લગભગ અઢી વરસ થયું. કામ માટે તો કચ્છીઓએ હમેશાં બહાર જ નજર દોડાવવાની રહેતી. મારે પણ હવે કામ માટે કચ્છ છોડવું પડે એમ હતું. તેથી સંવત ૧૯૯૦ (ઈ.સ.–૧૯૩૪)ની સાલનાં પહેલા જ મહિનામાં હું પાછો મુંબઇ ગયો.

[૯૦]

## મુંબઇમાં શ્રી વાલજી જીવરાજ સાથે મેળાપ
## (સંવત ૧૯૯૦ ઇ.સ. ૧૯૩૪)

હું સ્ટીમરમાંથી ઉતરીને સીધો ઘાટકોપર ગયો અને ભાઇશ્રી નારાયણજીભાઇના કહેવાથી શ્રી વાલજીભાઈ જીવરાજ લીંબાણી માનકુવાવાળાને મળ્યો. વાલજીભાઈ શ્રી નારાયણજીભાઈના દૂરના ભત્રીજા થતા અને ખાસ અનુયાયી હતા. હું નમસ્તે કરીને તેમની પાસે બેઠો.

શ્રી વાલજીભાઈ તરત જ બોલ્યા : "તમે ભાઇશ્રી નારાયણજીભાઇને મળવા વીરાણી ગયા હતા અને વૈદિક ધર્મને માનવાવાળા ચૂસ્ત આર્યસમાજી બની ગયા છો એવા ખબર મને નારાયણજીભાઈના પત્રથી મળી ગયા છે.

મેં તેમને પૂછયું : "તમે આ ધર્મને જાણતા કયારથી થયા છો?"

તેમણે જવાબ આપ્યો : "મારા પિતાશ્રી જીવરાજબાપા અંદાજે સંવત : ૧૯૭૨ (ઇ.સ. ૧૯૧૬)માં શ્રી નારાયણજીભાઈની વાતો સાંભળવા લાગ્યા હતા. પછી થોડા જ સમયમાં મારા પિતાએ મનથી સતપંથ ધર્મનો ત્યાગ કરી દીધો અને વૈદિક ધર્મમાં પૂરેપુરી અભિરુચિ ધરાવતા થઈ ગયા હતા. તેમણે શુદ્ધિ કરાવી ન હતી પરંતુ નારાયણજીભાઈ સાથે ઘણી વખત માધવબાગ આર્યસમાજના સત્સંગમાં ગયા હતા. જયારે મારી ઉમર પચીસ વરસની થઈ ત્યારે સંવત : ૧૯૭૮ (ઈ.સ. ૧૯૨૨)ની સાલમાં મેં સૌ પ્રથમ મારા પિતાશ્રી પાસેથી વૈદિક ધર્મની વાતો સાંભળી હતી.

ત્યાર પછી જયારથી શ્રી રતનશી ખીમજીભાઇ શ્રી નારાયણજીભાઈના વિરોધી બન્યા ત્યારથી હું અને મારા ધર્મપત્ની શ્રી નારાયણજીભાઇનાં પાક્કાં ભગત બની ગયાં છીએ. પછી ભાઈશ્રી નારાયણજીભાઈએ સંવત : ૧૯૮૬ (ઈ.સ. ૧૯૩૦)ની સાલમાં કચ્છમાં આઠ ગામ ભેગાં કરી ઠરાવ કર્યો હતો કે : 'જે ભાઇઓ તથા બહેનોએ એકાદ બે વરસથી સતપંથ

Arya Samaji's too started showing flexibility.
Their hypocrisy is getting exposed here too.



છોડી દીધો હશે તેઓને શુદ્ધિ કરાવવાની જરૂર નહિ રહે. તેવા ભાઈ–બહેનોને શુદ્ધિ કરાવ્યા વગર સીધા ઉપનયન સંસ્કાર કરાવી દેવામાં આવશે.' અમે તો ચાર વરસથી સતપંથ છોડી દીધો હતો, તેથી આ ઠરાવ પ્રમાણે સંવત : ૧૯૮૬ની સાલમાં નારાયણજીભાઈએ અમને માધવબાગ આર્યસમાજમાં વગર શુદ્ધિએ જનોઈ ધારણ કરાવી દીધી. [આ ઠરાવનો ઉલ્લેખ 'કર્તવ્ય પંથે' પુસ્તકમાં પાનાં નં.–૧૨૯ ઉપર છે તે જોઇ જવા વિનંતિ.]

હવે હાલમાં આપણા સમાજમાં આપણી આખી જ્ઞાતિ શ્રી રતનશી ભાઈના પ્રચારથી મૂર્તિપૂજા તરફ વળી ગઈ છે. એટલે હવે વૈદિક ધર્મમાં અડગ રહેવામાં ફક્ત એક જ શ્રી નારાયણજીભાઈ રહ્યા છે અને બીજો એમની સેવા કરવાવાળો આ સેવક (વાલજીભાઇ પોતે) રહ્યો છે. પછી હું તેમને ત્યાં જ જમ્યો અને રાત રોકાઈ બીજે દિવસે મારે વરલી જવું હતું એટલે મેં તેમની વિદાય લીધી.

મુંબઈમાં હું એક વરસ રહ્યો અને પછી ત્યાંથી પાછો કરાંચી સંવત : ૧૯૯૦ (ઇ.સ. : ૧૯૩૪)માં આસો વદ–૩૦ના દિવસે પહોંચી ગયો.

## કરાંચીમાં કાર્ય (સંવત ૧૯૯૧–૨૦૦૪ ઈ.સ. ૧૯૩૫–૧૯૪૮)

હું કરાંચી બરાબર દીવાળીના દિવસે પહોંચ્યો. એક મહિના પહેલાં કરાંચીમાં મારા મોટા ભાઇ વીરજી કાનજીએ કરીયાણાની દુકાન રણછોડ લાઈનમાં ખોલી હતી તેમાં હું જોડાઈ ગયો.

Ranchhod Lane Place in Karachi which was centre of the activity

## આર્યસમાજનું પ્રચાર કાર્ય

બીજા જ દિવસે **ધનપતમલ પુત્રી પાઠશાળા આર્ય સમાજમાં** જઈ અમે બન્ને ભાઇઓએ સભાસદ તરીકે નામ નોંધાવી દીધાં. પછી થોડા જ દિવસોમાં અમે આપણી જ્ઞાતિના યુવાનોમાં વૈદિક ધર્મનો પ્રચાર પણ શરૂ કરી દીધો. આ શુભ કાર્યમાં શ્રી સામજી ખીમજી કેશરાણી

ગામ નખત્રાણા, શ્રી ભીમજી મેઘજી નાકરાણી ગામ મંગવાણા શ્રી વાલજી વીરજી વેલાણી ગામ લુડવા, શ્રી ખીમજી કચરા ગામ રવાપર તથા શ્રી નથુરામ કાનજી પારસિયા ગામ નખત્રાણાનો ટેકો મળવાથી યુવાનોને વૈદિક સંધ્યા, યજ્ઞ શીખવાડવા અમારી દુકાન પાસે જ એક મોટો રૂમ ભાડે રાખી લીધો. સદ્દનસીબે યુવા વર્ગને દરેક પ્રકારનુ ધર્મજ્ઞાન આપવા માટે શ્રી પેથા પોકાર 'માસ્તર' ગામ નખત્રાણાવાળા પોતાની જ ઇચ્છાથી દરરોજ રાત્રિના ૯થી૧૧ વાગ્યા સુધી હાજરી આપવા લાગી ગયા. આ અરસામાંજ કરાંચીનો પ્રખ્યાત 'આર્યસમાજી પંડીત નથુરામ શર્મા કેસ' ચાલ્યો. આ મુસલમાનોનાં કુરાન અને વેદધર્મ સંબંધી કેસ હતો જેમાં નથુરામ શર્મા જીતી ગયા તેથી એક મુસલમાને તેનું ખૂન કર્યું. આ ખૂનીને ફાંસીની સજા થઈ જેથી તોફાનો ફાટી નીકળ્યાં જેમાં પોલીસ ગોળીબારમાં અનેક મુસ્લમાનોએ જાન ગુમાવ્યા.

Nathuram Sharma Case

## પાટીદાર આર્યસંઘની સ્થાપના

Lawrence Road, Karachi

કરાંચીમાં લારન્સ રોડપર આપણી જ્ઞાતિનાં બસો કુટુંબ રહેતાં હતાં એક વરસ બાદ ત્યાં એક મોટે રૂમ ભાડે રાખી પાટીદાર આર્યસંઘ નામની સંસ્થા સંવત ૧૯૯૨ (ઈ.સ. ૧૯૩૬)ના બેસતા વરસમાં ઊભી કરી. તેમાં દર રવિવારે સંધ્યા હવન થવા લાગ્યા.

પછી બે વરસ બાદ વૈદિક વિચારવાળા ભાઇઓની ઓળખાણ થવ.થી તેઓની સાથે મળીને રામસ્વામી ગાડીખાતામાં સવંત ૧૯૯૪ના બેસતા વરસમાં આર્યસમાજ શરૂ કર્યો. આ સમય દરમ્યાન દક્ષિણ હૈદ્રાબાદ (સિંધ હૈદ્રાબાદ નહિ)ની નિઝામ સરકાર સામે હિન્દુઓનો સત્યાગ્રહ શરૂ થયો.

આ ચળવળમાં આર્યસમાજીઓએ મુખ્યભાગ ભજવ્યો. પહેલાં તો મને આશ્ચર્ય થયું કારણકે આર્યસમાજીઓ મૂતિપૂજામાં માનતા નથી. જ્યારે આ સત્યાગ્રહ મંદિરોનાં રક્ષણ માટે હતો. પણ ત્યાં જ મને શ્રી નારાયણજીભાઇના શબ્દો જે તેમણે વીરાણીમાં અમારી મુલાકાત વખતે

[૭૩]

કહયા હતા તે યાદ આવ્યા. આ શબ્દોની સચ્ચાઇ આ સત્યાગ્રહથી પુરવાર થઈ જતી હતી. આ સત્યાગ્રહની વિગત જાણવા જેવી અને આર્યસમાજના સિધ્ધાંતોને અનુરૂપ હોવાથી અત્રે રજુ કરું છું

## હૈદ્રાબાદનો સત્યાગ્રહઃ

બન્યું એવું હતું કે નિઝામ સરકાર ઘણા વરસોથી હિન્દુઓના ભગવાનનાં મંદિરો ઉપર અને હિન્દુઓ ઉપર ઘણો જુલમ ગુજારતી આવતી હતી. તે સમય દરમ્યાન હૈદ્રાબાદના મૂર્તિપૂજક સનાતની હિન્દુઓએ આખા ભારતના મોટા મોટા સનાતની પંડીતો, ગુરૂઓ અને મહંતોને આ જુલમની ખબર આપ્યા કરી છતાં એક પણ સનાતની હિન્દુ હૈદ્રાબાદના તે હિન્દુઓ અને તેનાં મંદિરોના ખબર અંતર પૂછવા ગયા નહિ. પછી સવંત ૧૯૯૩ (ઇ.સ. ૧૯૩૭)માં આર્યસમાજના સંન્યાસી સ્વામી શ્રી નારાયણનંદજી ને હૈદ્રાબાદના સમાચાર મળ્યા. એટલે તરત જ તેમની રાહબરી નીચે આર્યસમાજના મોટા મોટા સંન્યાસીઓ નિઝામ સરકારને સમજાવવા ગયા. પરંતુ નિઝામ સરકારે તેમની તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ. એટલે પછી સ્વામી નારાયણનંદજીની સલાહથી હૈદ્રાબાદમાં નિઝામ સરકાર સામે સત્યાગ્રહ કરવાનું નક્કી કરવામાં આવ્યું અને સંવત ૧૯૯૪ (ઇ.સ. ૧૯૩૮)માં શરૂ પણ કરી દીધો.

આખી દુનિયામાંથી આવેલા હજારો આર્યસમાજી સજ્જનો હૈદ્રાબાદની ભાગોળમાં તંબુ અને રાવટીઓ નાખીને બેસી ગયા. આ કેમ્પમાં પોસ્ટ ઓફીસ તથા પ્રાઇવેટ બેંક વગેરેની સગવડ પણ કરવામાં આવી હતી.

સત્યાગ્રહના પહેલા જ દિવસે સ્વામી શ્રી નારાયણનંદજી સૌથી આગળ ચાલ્યા. તેમની પાછળ એક સો આર્યસમાજી સજ્જનો ચાલવા લાગ્યા. નિઝામ સરકારને ધીક્કારતા ધીક્કારતા શહેરમાં દાખલ થયા. શહેરમાં પોલીસોએ તેઓને પકડી પકડીને જેલમાં બેસાડી દીધા. આમ રોજ સત્યાગ્રહ ચાલુ થઈ ગયો અને સો જણની ટુકડી ધરપકડ વહોરવા લાગી. છ મહીનામાં બાર હજાર સત્યાગ્રહીઓ જેલમાં પુરાઇ ગયા હતા. તે

દરમ્યાન નિઝામ સરકારે ત્રેવીસ સત્યાગ્રહીઓને રીબાવી રીબાવીને મારી નાખ્યા હતા. આ સત્યાગ્રહ એક વરસ ચાલ્યો.

સંવત : ૧૯૯૫ (ઈ. સ. ૧૯૩૯)ના અંતમાં નિઝામ સરકારના એક ઉચ્ચ અધિકારીએ પોતાના થાણેદારને કહ્યું કે "તમે આર્યોને કોઇ પણ રીતે પરાજિત કરી શકો તેમ નથી, માટે આપણી સરકારે આર્યસમાજીઓ સાથે સમાધાન કરી લેવું જોઇએ, એમાંજ સાર છે."

પછી તરત નિઝામ સરકારે શ્રી નારાયણનંદજીને બોલાવીને તેઓની જે ચૌદ શરતોની માગણી હતી તે બધી શરતો માન્ય રાખી અને સત્યાગ્રહ બંધ કરાવ્યો.

આ રીતે આર્યસમાજીઓ અનેક હિન્દુઓના ધર્મના રક્ષણ માટે પોતાના પ્રાણનો પણ ભોગ દેતા આવ્યા છે એ આ સત્યાગ્રહથી સાબિત થતું હતું. અમે આ સત્યાગ્રહમાં કરાંચીમાંથી એકાવન આર્યસમાજીઓને મોકલ્યા હતા.

## આર્યસમાજી તરીકે રાજપરના ભાઇઓની બહુમતિ :

કરાંચીમાં રાજપર ગામના ભાઇઓએ આર્યસમાજના વિશેષ સંસ્કારો મેળવ્યા હતા, એટલું જ નહિ પણ આજ ગામના શ્રી ધનજી શિવદાસનાં ધર્મપત્ની બેન કંકુબેન પણ વૈદિક ધર્મનાં ચૂસ્ત અને અનહદ પ્રેમી હોવાથી તેમણે સંધ્યા, હવન ભજનો કંઠસ્થ કરી લીધાં હતાં. પૂ. કંકુબેન હજુપણ હયાત છે. આવી દેવીઓના પ્રતાપે શ્રી જેઠાલાલ હંસરાજે રાજપરમાં ગામના ભાઇઓના ટેકાથી અને સલાહથી આર્યસમાજ ચાલુ કરી દીધો જે આજે પણ ચાલી રહયો છે.

## શ્રી નારાયણજીભાઇનું અવસાન:

આ અરસામાં નારાયણજીભાઇ બીમાર પડયા તેમની બીમારીના સમાચાર સર્વે આર્યસમાજીઓના મનમાં ચિંતા ઉત્પન્ન કરતા હતા. બીમારી

વધતી ગઇ અને આખરે તેમનું સંવત ૧૯૯૭ (ઇ.સ.૧૯૪૧)ના આસો વદ -૧૪ના દિવસે મોટી વીરાણીમાં અવસાન થયું. સર્વે ભાઇઓ આ સમાચાર જાણી અત્યંત દુ:ખી થયા. કરાંચીમાં એક શોકસભા ભરવામાં આવી જેમાં સ્વર્ગસ્થને અંજલી આપતા શોક ઠરાવમાં જણાવવામાં આવ્યું "આપણી જ્ઞાતિને સતપંથ રૂપી ઘોર અંધકારમાંથી વૈદિક ધર્મરૂપી પ્રકાશમાં લાવનાર ક્રાંતિકારી ધર્મવીર આ સંસારમાંથી ચાલ્યો ગયો. હવે ઈશ્વર આપણને સદ્દબુધ્ધિ આપે કે આપણે તેના બતાવેલા વૈદિક ધર્મને રસ્તે ચાલીએ અને ઈશ્વરને પ્રાર્થીએ કે આવા ધર્મવીરના આત્માને સદાને માટે શાંતિ અર્પે."

### ભારતના ભાગલા :-

સંવત : ૧૯૯૮ (ઈ.સ. ૧૯૪૨)માં બીજું વિશ્વયુધ્ધ થયું પરિણામે કરાંચીમાં અમને થોડી મુશ્કેલી પડી. ધંધો બદલાવવો પડયો. ભારતની આઝાદીની ચળવળ જોર પકડી રહી હતી. આખરે સંવત ૨૦૦૩ (ઈ.સ. ૧૯૪૭)માં ભારત આઝાદ થયો. સાથે સાથે ભારતના ભાગલા પણ પડયા, આને કારણે કરાંચીમાં હિન્દુ-મુસ્લિમ રમખાણો ફાટી નીકળ્યાં. આથી કરાંચીમાં બધા હિન્દુઓને સ્થળાંતર કરવાની ફરજ પડી. આથી હું મારા કુટુંબને કચ્છમાં મોકલવાની વેતરણમાં પડયો.

અમને બંને ભાઈઓને ચાર પાંચ મહિના મારા શેઠના આગ્રહથી કરાંચી રહેવું પડે એમ હતું કારણ કે અમે લીધેલું કામ અધુરું હતું આ કામ પૂરું કરીને જઇએ એમ શેઠ ઈચ્છતા હતા. કરાંચીમાં રહેવાની બધી જવાબદારી શેઠ ઉપાડતા હતા, એટલે અમને કોઈ જાતનો વાંધો ન હતો. શેઠનું આ કામ પૂરું કરીને હું મુંબઈ જવાનો ઈરાદો ધરાવતો હતો કારણે કે ધંધા માટે હવે તે જ સ્થળ યોગ્ય હતું, મારું જાણીતું હતું. વળી અમારા વેવાઈ પણ ત્યાં હતા. એક બે દિવસમાં જ હું મારા કુટુંબને દેશમાં મોકલી આવ્યો.

કરાંચી આવ્યા પછી હું અને મોટાભાઈ અમારા સમતાણી શેઠનું

અધુરું કામ પુરું કરવાની પ્રવૃતિમાં લાગી ગયા. અમારા શેઠના આગ્રહથી અને લીધેલું કામ પૂર્ણ કરવાની સદ્‌ભાવનાથી અમે બન્ને ભાઇ કરાંચીમાં રોકાયા હતા. અમારી સાથે ચોડાઇયા તરીકે દેશલપરના ભાઇ મેઘજી નાનજી, દેવીસરના ભાઇ હરજી નારાણ, નાની વીરાણી (ગઢવાળી)ના ભાઈ લાલજી પૂંજા એમ ત્રણ મળી અમે પાંચ જણ કચ્છી હતા. ઘડાઇયા તરીકે ત્રીસ મારવાડીઓ હતા અને બીજા બેગારી તરીકે ત્રીસ જણ સિંધ અને કાઠિયાવાડના હતા. અમે પાંચેય કચ્છી તે વખતે પીપળીવાળી કમ્પાઉન્ડમાં રહેતા હતા.

Atrocities in Karachi

100 Sikh families took shelter in Gurudwara

very next day thousands of muslims appeared near gurudwara

## કરાંચીમાં અત્યાચાર :–

Boss's house was near to Gurudwara

આજ અરસામાં કરાંચી સરકારે સિંધથી નાનક શીખનાં એક સો કુટુંબોને લઈ આવી ગુરૂદ્વારામાં ઉતારો આપ્યો. મારા શેઠનું ઘર ગુરૂદ્વારાની પાસેજ હતું. શીખોને ઉતારો આપ્યાના બીજા જ દિવસે ગુરૂદ્વારાના મેદાનમાં હજારો મુસ્લિમો આવી ગયા. હું તે વખતે શેઠના બંગલામાં હતો.

આ બાજુ ગુરૂદ્વારા ઉપર ઊભેલી મિલીટરીની અવગણના કરી મુસલમાનો ગુરૂદ્વારાની દીવાલ કુદીને અંદર ગયા અને સર્વે શીખ ભાઈઓને રહેંસી નાખ્યા, બાળકોને અમાનુષી રીતે માર માર્યો, સ્ત્રીઓ અને કન્યાઓ ઉપર સામુહિક બળાત્કાર ગુજાર્યા પછી અનેક કન્યાઓને ઉઠાવીને લઈ ગયા.

In presence of military, these muslims entered gurudwara by jumping the compound wall and slaughtered all sikh men. Killed children mercilessly inhumanly. Gang raped women and girls and then kidnapped many girls.

One honest Makarani informed that Muslims are going to Loot homes of all non-muslims

અમારા સદ્‌નસીબે શેઠ પાસે કામ કરનાર એક ઈમાનદાર મકરાણી આવીને કહી ગયો કે મુસલમાનો આખા શહેરના બિનમુસ્લિમોના ઘરોમાં લુંટ ચલાવવાના છે. તમે પણ ઘરમાં ભાગી જાઓ. અમે હુલ્લડ જોવા માટે બંગલાની બહાર નીકળ્યા હતા. મકરાણીની વાત સાંભળીને અમે તરત જ બંગલામાં જતા રહ્યા. કામ ઉપર મારા મોટા ભાઈ સહિત ચાર જણ આપણા ભાઇઓ હતા.

Muslims started series of Raid, Loot, Murder, Rape and atrocities which would make even God tremble. Karachi virtuall became hell.

આ બાજુ મુસલમાનોએ ધાડ, લુંટ, ખૂન, બળાત્કાર અને ભગવાન પણ કંપી ઊઠે એવા અત્યાચારની પરંપરા સર્જી દીધી. કરાંચીમાં સાક્ષાત નરક ઊભું થઈ ગયું.

અમને સાંજના છ વાગ્યા સુધી બંગલે બેસી રહેવું પડયું. સાંજના તોફાન કાંઇક શાંત થયાં એટલે હું અને શેઠ તેમની ગાડીમાં કામ પર પહોંચ્યા. અમને ત્યાં રહેલા આપણા ભાઇઓની ચિંતા હતી. જોકે ત્યાંનો સિંધી ચોકીદાર મુહમ્મદખાન બહુ વિશ્વાસુ માણસ હતો. તેને, શેઠે ચારે કચ્છી ભાઇઓ વિશે પૂછયું. ચોકીદારે કહ્યું કે ત્રણ જણને સહીસલામત સાચવ્યા છે પણ એક જણ હરજી નારાણભાઇ નીકળી ગયા છે. ત્યારે શેઠે મારા મોટાભાઇ જે કામ ઉપર હેડ મિસ્ત્રી હતા તેને હરજીને જવા દેવાનું કારણ પૂછયું. મોટાભાઇએ જણાવ્યું કે હરજી એમ કહેતો હતો કે જો તે ઘરે નહિ પહોંચે તો ઘરમાં રાખેલા કચ્છ જવાની ટિકિટના પૈસા ચોરાઇ જશે. એટલું કહીને તે ઉપડી જ ગયો. વાત સાંભળવા પણ ન રોકાયો.

પછી શેઠે ત્યાં કામ કરતા વીસ મુસ્લિમ કામદારોને અમે ચાર કચ્છીઓને અમારે ઘેર પીપળીવાળી કમ્પાઉન્ડમાં સહીસલામત મૂકી આવવા કહ્યું અને એવી ચેતવણી આપી કે ત્યાં સલામતી ન હોય તો પાછા સલામત રીતે કામ પર લઈ આવવા.

વીસ મુસલમાનો સાથે અમે ચાર જણ ભયથી થરથરતા રસ્તા પર ચાલ્યા. અમે વેરાપીરની દરગાહ પાસેથી પસાર થતા હતા ત્યારે ત્યાં ભાઈ હરજીના શબન પડેલું જોયું. પણ રડયા સિવાય અમે બીજું કંઈ પણ કરી શકીએ એવી સ્થિતિમાં ન હતા.

અમે પીપળીવાળી કમ્પાઉન્ડમાં આવીને લોકોને ખબર અંતર પૂછયા તો તેઓએ જણાવ્યું કે અહીં તેમને કોઇ તકલીફ પડી નથી અને હવે તો લુંટ બંધ થવાના પણ સમાચાર મળ્યા છે. આ વાત સાંભળી અમારા જીવ નીચે બેઠા. અમે અમારી સાથે આવેલા અમારા મુસલમાન મજુરોને રજા આપી.

કરાંચીમાં હિન્દુઓ ઉપર બિહારી મુસ્લિમો અને થોડા પંજાબી મુસ્લિમોએ જ અત્યાચાર ગુજાર્યો હતો. મુસલમાનોના ભયથી કોઈ ઘરની બહાર નીકળતું ન હતું. બાળકો ભૂખનાં માર્યા તેમની માતાઓ પાસે કરગરતાં હતાં પણ

તે માતાઓ પણ શું કરે? જ્યાં બહાર જ જવા મળતું ન હોય અને ભયના માર્યા રસોઇ પણ થઈ શકી ન હોય?

અમારા કમ્પાઉન્ડના રોડ ઉપર ત્રણ દુકાનો હતી. એમાંથી એક દાળીયા ભુગેડાની (દાળીયા, કુલ્લા, શેવ વગેરેની) હતી. તે દુકાન મધ્યપ્રદેશના એક ભૈયાની હતી. અમે કમ્પાઉન્ડમાં રહેતાં બધાં જ લોકો ચોકમાં ભેગા થયા હતા. છોકરાઓનો ટળવળાટ અને માતાઓનું દુ:ખ મારાથી જોઈ શકાયું નહિ. તેથી જીવને જોખમે પણ મેં દાળીયા ભુગેડાની દુકાને જવાનો નિશ્ચય કર્યો. ત્યાં જઈને જોયું તો કે એક મુસલમાન બેઠો હતો ભૈયો દેખાયો નહિ. આથી હું ડરી ગયો. છતાં બાળકોના રડવાના અવાજે મારામાં હિંમત ભરી દીધી. હું તે મુસલમાનની પાસે ગયો અને મારી ઓળખાણ આપી. તે મેમણે કહ્યું કે ભૈયો આજે બપોરે દુકાન છોડી ચાલ્યો ગયો છે. આથી હવે તે દુકાનનો માલિક તે પોતે છે. ઘરની બહાર નીકળી શકાયું ન હોવાથી ભૈયો દુકાન છોડી ગયો અને આ કાઠીયાવાડનો મેમણ ધણી થઈ બેસી ગયો એની કોઇને ખબર પડી નહિ.

મેં તે મેમણને વિનંતી કરી કે મુસલમાનોના ભયથી રસોઈ બનાવી નથી અને બાળકો ભૂખે મરે છે. અમે કચ્છના હિન્દુઓ છીએ. પરમાત્માની અસીમ કૃપાથી તે મેમણે તેની દુકાનમાંથી જે જોઇએ તે લઇ જવાની છુટ આપી. હું ગદ્‌ગદ્‌ થઈ ગયો. મને વિચાર આવ્યો કે ક્યાં બિહારના મુસલમાનો અને ક્યાં આ મુસલમાન! હું બધી વસ્તુઓ થોડી થોડી ચોકમાં લઈ આવ્યો અને બધાને આપી. ત્યાં તો પાછળથી તે મેમણ જાતે મોટી કાગળની થેલીઓ ભરીને આપી ગયો. અમે પેટ ભરીને દાળીયા ભુગેડાનો નાસ્તો કર્યો. પછી અમે ભયથી માંડ માંડ સૂતા. મારી પાસે ત્રણ સો રૂપિયાની મૂડી (સો રૂપિયાની ત્રણ નોટો) હતી તે ચોરાઈ જવાના ભયથી પગરખામાં સંતાડી માળીયા ઉપર કચરામાં નાખી દીધી.

સવારના દિવસ ઊગ્યો અને અમારા કમ્પાઉન્ડમાં મિલીટરી આવી ગઈ. ત્યાર પછી પાંચ જ મિનીટમાં વીસ પચ્ચીસ બિહારી મુસ્લિમો આવી ગયા. તેમણે લૂંટ ચલાવવી શરૂ કરી દીધી. મિલીટ્રીના જવાનો

Military entered our compound and in next five minutes 25 Bihari muslims came. They started the loot. The soldiers of the military were witnessing everything in cold blood, as if they did not have any heart / kindness.

Bed, Rugs, Cupboards, Coal Bags and even Toilet Bucket were taken away by muslims from every homes.





અત્યંત ઠંડા કલેજે બધું જોઈ રહ્યા હતા. માનો કે તેમને દિલ જેવી કોઈ ચીજ જ ન હોય. મુસલમાનો બધાના ઘરોમાંથી ગાદલા, ગોદડા, ડામચિયા, કોલસાની ગુણીઓ, અરે ! સંડાસે જવાનાં ડબલાં સુધાં ઉપાડી ગયા. તે મુસલમાનો એક પાંચ દિવસના બાળક અને તેની માને ખાટલા ઉપરથી ઉતારીને તે ખાટલી પણ ઉપાડી ગયા અને સાથે સાથે બાળકને પહેરાવવાના કપડાં પણ ઉપાડતા ગયા. આવા તો કેટલાય જુલ્મો તેઓએ અમારા ઉપર આચર્યા.

These muslims forced a 5 day child and his mother out of their bed and took it away. They also took away clothes of the 5 day old child.

અમારા કમ્પાઉન્ડની નજીક જ ભંગીનો વિસ્તાર હતો. તેમના કમ્પાઉન્ડમાં કોઇ મુસલમાન ન પ્રવેશે તેવી કરાંચી સરકારે જોગવાઈ કરી હતી. લગભગ બપોરના બાર વાગ્યે તે ભંગીઓ અમને તેમના વાસમાં લઇ ગયા અને તેમનાં બાળકોને ભણાવવાની નિશાળમાં ઉતારો આપ્યો. તેઓએ છ દિવસ સુધી અમને ખાવાપીવાનું પૂરું પાડયું. સાતમે દિવસે ખબર પડવાથી વેદધર્મી સ્વામી શ્રી કૃષ્ણાનંદજી બસ લઈને આવ્યા અને અમને તેમાં બેસાડીને સ્વામીનારાયણ મંદિરના બાંધેલા મકાનમાં લઈ ગયા.

Mr Veljibhai who was known as "Postmaster" as brutally killed by muslims. Hundreds of Sikhs and thousands of Hindu were murdered.

અહીં અમને દેવીસરવાળા એક ભાઈએ ખબર આપ્યા કે નખત્રાણાવાળા વેલજીભઇ જે 'પોસ્ટમાસ્તર' તરીકે ઓળખાતા હતા તેનું મુસલમાનોએ કરપીણ ખૂન કરી નાખ્યું છે. બાકી તો મુસલમાનોએ સેંકડો શીખ અને હજારો હિન્દુઓની હત્યા કરી નાખી હતી. શ્રી વેલજીભાઈનાં માતૃશ્રી વાલુમાને આ બાબતની ખબર પડવા દીધી ન હતી. થોડા દિવસો બાદ તેમની કચ્છ લઇ જવામાં આવ્યાં હતા.

પછી ધીમે ધીમે જનજીવન સામાન્ય બનતું ગયું. અમે બંને ભાઈઓ પાછા મમતાણી શેઠનું કામ પૂરું કરવા પહોંચી ગયા. પાંચ મહિનામાં તે કામ અમે પૂરું કર્યું. પછી મારા મોટાભાઈ કચ્છ ગયા. મને પણ કચ્છ જવું હતું પણ એક કૌટુંબીક કામ પ્રસંગે મારે સીધું મુંબઈ જવું પડયું. પછી ત્યાંથી હું કચ્છ પહોંચ્યો. આમ સંવતઃ ૨૦૦૪ (ઈ.સ.૧૯૪૮)ના ચૈત્ર માસમાં હું કચ્છ આવી ગયો.

## મુંબઈમાં કાર્ય (સવંતઃ ૨૦૦૪–૨૦૦૭ : ૧૯૪૮–૧૯૫૧)

Date: 18-Sep-1948

કચ્છથી ધંધા માટે ફરીથી મુંબઈ હું સવંત ૨૦૦૪ના ભાદરવા સુદ-૧૫ના દિવસે ગયો. મુંબઈ હું વેવાઈના ઘેર દાદર ઉતર્યો. ધંધો શું કરવો એની ચિંતામાં હતો. મારી પાસે પૈસા હતા નહિ પણ મારા એક કરાંચીના મિત્ર શ્રી ભગવાનજીભાઈ દક્ષિણી મને ધંધા માટે તેમની બચત સતાવીસ હજાર રૂપિયા આપે એમ હતું. આ પૈસાથી પછી મેં વેવાઇની સલાહ અને મદદથી વિલેપાર્લેમાં તેમના મિત્ર બેચરભાઈ સુથારનો પ્લોટ મારા મિત્ર ભગવાનજીભાઇના નામે ખરીદી લીધો અને તેના ઉપર ઇજનેરશ્રી વડગામા સાહેબ મારફત મકાન બનાવવાનું કામ ચાલુ કરી દીધું. મકાનની પલીન્થ સિવાયના પ્લોટના ખાલી ભાગ ઉપર અમે ટેમ્પરરી રહેવા માટે બે રૂમ અને એક રસોડું બનાવી નાખ્યા. પ્લોટની ખાલી રહેતી જમીન ઉપર રહેણાંક માટે મ્યુનિસિપાલીટીની મંજુરી મળે નહિ પણ મને 'રેફ્યુજી' તરીકે આવી મંજુરી તરત મળી ગઈ, રહેવાની વ્યવસ્થા થઇ જતાં દેશમાંથી મેં મારા કુટુંબને બોલાવી લીધું. મારું કુટુંબ સવંતઃ ૨૦૦૫ના ફાગણ વદ-૩ને દિવસે આવી ગયું.

વિલેપાર્લેમાં આવતાંની સાથે અમોએ આર્યસમાજી પરિવારો વિષે પૂછપરછ કરી. અમને ખબર મલ્યા કે રેલ્વે કવાટર્સમાં રહેતા પંજાબી પરિવારો આર્યસમાજી છે એટલે હું ત્યાં જઇ તપાસ કરી આવ્યો. વિલે-પાર્લેમાં આર્યસમાજ મંદિર ન હતું પણ હરકિસનદાસ નામના એક પંજાબી મહાશયના કવાર્ટરમાં દર શનિવારે સાંજે ૮ થી ૧૦ સુધી અઠવાડીક સતસંગ થતો. એટલે અમારું આખું પરિવાર એ પવિત્ર સત્સંગમાં જવા લાગ્યું.

## ઘુંઘટની પ્રથાને પરિવારમાંથી તિલાંજલિઃ–

આ સત્સંગમાં પહેલોજ દિવસ આપણા સમાજમાં ચાલ્યા આવતા એક અનઆવશ્યક રીવાજ –ઘુંઘટની પ્રથાને અમારા પરિવારમાંથી દૂર કરવામાં નિમિત બન્યો.

સત્સંગ માટે રૂમમાં બેસવાની વ્યવસ્થા એ પ્રકારે હતી જેથી વચ્ચમાં હવનકુંડ રહે, તેની એક બાજુ પુરૂષ વર્ગ બેસે અને તેમની સામેની બાજુએ મહિલા વર્ગ બેસે. તેથી મારી સામે અમારા પરિવારની મહિલાઓને બીજી મહિલાઓ સાથે બેસવું પડયું હતું. આને કારણે સ્વભાવિક રીતે જ અમારાં પુત્રવધૂને મારી લાજ કાઢવાની ફરજ પડી હતી. આ જોઇને ત્યાં બેઠેલી પંજાબી બહેનોએ અમારાં પુત્રવધૂને પૂછયું કે તેઓ કોની લાજ કાઢે છે ? જવાબમાં તેમણે મને બતાવતાં કહ્યું કે સામે ગાંધી ટોપી પહેરીને બેઠા છે તે તેમના સસરા પિતાજી થતા હતા. તેમની લાજ કાઢી છે.

ત્યારે તે પંજાબી બહેનો બોલી : " આપણા સગા પિતાજી અને સસરા પિતાજી એકજ–સમતુલ્ય છે. એવા પિતાનો પડદો રાખવો, બરાબર નથી. " વિશેષમાં તેમણે કહ્યું : " મુસલમાનોના કારણે આખા પંજાબમાં આજે પણ પડદો ચાલુ છે, પરંતુ જે પંજાબીઓ વૈદિક ધર્મ અપનાવી આર્ય સમાજી બની ગયા છે તેમના પરિવારોમાં પડદો બિલકુલ નીકળી ગયો છે. પડદો ધર્મમાં બાધારૂપ બંને છે કારણ કે યજ્ઞ કરતી વખતે ઘુંઘટમાંથી ચોપડી વાંચવામાં તકલીફ પડે. છે. બીજું આહુતિઓ આપતી વખતે થોડી પણ શરતચૂક થાય તો પડદાને લીધે હાથપગ દાઝી જવાનો ભય રહે છે. યજ્ઞ તો વારંવાર કરવો પડે છે. એટલું જ નહિ સ્ત્રી અને પુરુષે સાથે બેસીને કરવો જોઇએ એવી વેદોની આજ્ઞા છે. આ આજ્ઞાનું પાલન કરવામાં એટલે કે ધર્મનું આચરણ કરવામાં પડદો બાધારૂપ છે. માટે આર્યસમાજી પરિવારમાં પડદો નહિ હોવો જોઇએ "

આર્યસમાજ મંદિરમાં થયેલી આ બધી ચર્ચાની વાત ઘેર આવીને મારી પુત્રી ચિ. સાવિત્રીબહેનેમને કરી અને ઉપરથી ભલામણ કરી કે આવતા શનિવાર સુધીમાં આપણાં પરિવારમાંથી પણ પડદો નીકળી જવો જોઇએ."

મેં તેને સમજાવતાં કહ્યું : " વૈદિક ધર્મમાં આપણે આગળ ચાલ્યા તેમાં પણ આપણને સાધારણ કષ્ટ ભોગવવું પડયું હતું. તેની તો ફિકર નથી કારણકે જે ધર્મ પરમાત્મામાંથી ઉત્પન્ન થયો છે. એવો પવિત્ર

[૮૨]

વેદધર્મ અંગિકાર કરવામાં જે કષ્ટ પડે તે વેઠવું જોઇએ; જ્ઞાતિનો અસહકાર પણ સહન કરવો જોઇએ કારણકે પરમાત્માની આજ્ઞાના પાલનમાં પરમાત્માનો સહકાર મળી રહે છે. પણ ઘુંઘટનો રિવાજ એ ધર્મ નથી એતો સામાજિક રિવાજ છે. એટલે આ રિવાજને તરછોડી આખી જ્ઞાતિનો રોષ વહોરી લેવો એ કોઈ રીતે યોગ્ય નથી.”

સાવિત્રીબહેન તે વખતે ઉમરમાં નાની પણ તેનામાં સમજશક્તિ વિકસિત થઈ હતી. તે મારી આ દલીલના જવાબમાં બોલી :“ જુઓ બાપુજી તમે હજુ સમજ્યા નહિ. વૈદિક ધર્મના પાલનમાં જ્ઞાતિનો જે રિવાજ આડો આવે તે એક જાતનો અધર્મ જ છે. વળી આ રિવાજ બીજી કોઈ રીતે સમાજને અત્યારના સમયમાં ઉપયોગી નથી.

જ્યારે સ્ત્રીઓની સલામતી ન હતી ત્યારે લાચારીથી હિન્દુસમાજે ઘુંઘટપ્રથા દાખલ કરેલી. અને આજે પણ જે પ્રદેશમાં સ્ત્રીઓ સલામત નથી; ત્યાં સ્ત્રીઓ ઘરની બહાર નીકળતી નથી. અને મોઢાને ઢાંકી રાખવામાં જ પોતાનું શ્રેય છે એમ સમજે છે. એટલે લાજ કાઢવાનો રિવાજ એ તો એમ સાબિત કરે છે કે સમાજ હજી નૈતિક રીતે પૂરતો ઊંચો આવ્યો નથી. આજે મુંબઈમાં સ્ત્રીઓ સલામત છે-વસ્તી-સમાજ સંસ્કારી છે. પરિવારમાં ‘વહુ’ને પુત્રીવત ગણવામાં આવે છે.પછી લાજ શું કામ કાઢવી જોઇએ ?

તેથી આવા નકામા અને ધર્મને આડે આવતા રિવાજો છોડવામાં પણ એક જાતના ધર્મનું આચરણ છે. તેથી તેમાં જ્ઞાતિનો રોષ અને અસહકાર સહન કરવામાં ડરવું જોઇએ નહિ, કારણકે આમાં પણ તે જ પરમપિતા પરમેશ્વરનો સહકાર મળી રહેશે.”

સાવિત્રીબહેનની ઉંમરના પ્રમાણમાં પીઢ એવી આ દલીલ સાંભળી મનમાં હું ઘણોજ ખુશ થયો. સંતોષ પણ થયો કે કોઈ પણ મુશ્કેલીમાં મારો આ પરિવાર ગભરાશે નહિ. છતાં મનમાં એ ડર હતો કે અમારા

[૮૩]

વેવાઇનો પરિવાર તેમની પુત્રી ઘૂંઘટને તિલાંજલી આપશે તો તેમને ઘેર આવવા માટેના દરવાજા બંધ કરી દેશે. તો તે વખતે અમારાં દેવીના મનમાં કેવું થશે? આ માટે મને દોષિત ઠેરવશે તો ?

મારા મનનો આ ડર મેં સાવિત્રીબેનને કહ્યો : "બીજું તો ઠીક પણ ઘૂંઘટનો રિવાજ આપણાં દેવી (પુત્રવધૂ) બંધ કરશે એટલે તરત તેમના પિયર પક્ષના બધા દીવાણી પરિવારો તેમને પોતાને ઘેર આવતાં રોકશે. તો આ પરિસ્થિતિનો નીવેડો આપણાં દેવી કેવી રીતે લાવવા માગે છે તે તું તેમને પૂછી જો."

મારી અને સાવિત્રીબેન વચ્ચેની વાતચીત દેવી સાંભળી રહ્યાં હતાં. તેઓ હું સાંભળુ એમ સાવિત્રીબહેનને ઉદ્દેશી બોલ્યાં : " જુઓ સાવિત્રીબહેન, દાદરવાળા મારા પિયર પક્ષની પુરેપુરી જવાબદારી હું લઉં છું. તેમનાં તરફથી કોઇ પણ જાતની પરિસ્થિતી સર્જવામાં આવશે તેનો ઉકેલ હું કરી લઇશ. બાકી બીજી આખી જ્ઞાતિની જવાબદારી બાપુજીના શિરે છે."

અમારાં દેવીની આ વાત સાંભળી હું ખૂબજ સંતોષ પામ્યો મનમાં ઘણો આનંદ થયો કે પરમેશ્વર કેટલો દયાળુ છે જેમની કૃપાથી આવો પરિવાર મળ્યો હતો.

મેં બંન્નેને ઉદ્દેશીને કહ્યું :"દેવીની વાત સાંભળી મને ખૂબ સંતોષ થયો છે. તમે બધાં મક્કમ છો એટલે હવે તમે ભલે આજથી જ ઘુંઘટ દૂર કરવાની શરૂઆત કરી દેશો તો પણ મને વાંધો નથી.

આ પછી ઘૂંઘટ કાઢવનું અમારાં પુત્રવધૂએ તે જ દિવસથી છોડી દીધું. શનિવારનાં આર્ય સમાજ મંદિરમાં સાપ્તાહિક સત્સંગ માટે ગયા ત્યાં પંજાબી બહેનોએ આ પરિવર્તન જોયું એટલે તેમણે સર્વેએ અમારાં દેવીને ખૂબ ખૂબ ધન્યવાદ આપ્યા.

## શ્રી રતનશીભાઈ સાથે મુલાકાત :–

વિલેપાર્લેમાં મારો પરિવાર બરાબર ગોઠવાઇ ગયો ત્યારે એકાદ મહિના પછી નિરાંત મળતાં એક દિવસે હું ભાઈશ્રી રતનશી ખીમજીને મળવા ગયો.

શ્રી રતનશીભાઇએ મને કરાંચીના સર્વે હાલહવાલ પૂછયા અને કરાંચીથી મારે ભાગવું પડયું તેમાં કશુ નુકશાન થયું કે નહિ તે વિષે પણ પૂછયું. મારો સેન્ટ્રીંગ કામનો |સામાન અને થોડી ઘણી ઘરવખરી મળી રૂપિયા દસેક હજારનું નુકશાન થયું હતું તે મેં રતનશીભાઇને જણાવ્યું. વધુ નુકશાન તો આંપણા બે ભાઇઓ શ્રી વેલજીભાઇ 'પોસ્ટમાસ્ટર' અને શ્રી હરજીભાઇને ગુમાવવાથી થયું હતું. કરાચીના આ બધા અત્યાચારો મેં રતનશીભાઇને કહી સંભળાવ્યા.

પછી કુટુંબના હાલહવાલ પૂછતાં રતનશીભાઇએ અમારા કુટુંબમાં ઘૂંઘટનો રિવાજ નીકળી ગયો છે તેનો ઉલ્લેખ કરતાં કહ્યું: "તમારાં કુટુંબમાં તમારા દીકરાનાં વહુ તમારી લાજ કાઢતાં નથી એવા વાવડ અમને આવ્યા છે તો તે વાત ખરી છે?.

મેં કહ્યું કે, તે વાત ખરી છે.

ત્યારે રતનશીભાઇ બોલ્યા : "અહીં ઘાટકોપરમાં વસતા આપણા વડીલોનું કહેવું એવું થાય છે કે વાઘરી જેવી નીચ કોમમાં પણ લાજ કાઢવાનો રિવાજ છે. આપણા જેવી ઉચ્ચ કોમમાં જો વડીલોની મર્યાદા માટે લાજ કઢાતી ન હોય તો જ્ઞાતિની હાંસી થાય. જ્ઞાતિને આવી હાંસી પાત્ર સ્થિતિમાં મૂકનાર કુટુંબને નાત બહાર કરવું જોઇએ. તો તમે આ વિષે કંઇ વિચાર્યું છે.?"

ત્યારે મેં તેમને કઈ પરિસ્થિતીમાં ઘૂંઘટની પ્રથા દુર કરવી પડી

તે સર્વે બીના પંજાબી બહેનો સાથેની ચર્ચા, મારી અને સાવિત્રીબેન વચ્ચેના સવાલ જવાબ વગેરે મેં રતનશીભાઈને કહી સંભળાવ્યા. અને વિશેષમાં કહ્યું કે વેદધર્મના પાલન ખાતર જ અમારે આ રિવાજને છોડવો પડયો છે. આ રિવાજને છોડવા પાછળ કોઈ ફેશન કે સુધારાવાદી માનસ જવાબદાર નથી.

મારી આ દલીલો રતનશીભાઈને ગળે ઉતરી હોય એવું લાગ્યું. તેઓ બોલ્યા : "ઠીક છે, હું વડીલોને સમજાવીશ".

## ઘુંઘટના રિવાજની તિલાંજલિ માટે જ્ઞાતિ વિરોધ :–

હું ઘાટકોપરથી વિલેપાર્લે પાછો આવતો રહયો. પછી થોડા દિવસોમાંજ પાંચ-સાત વડીલો રતનશીભાઈને ઘેર ભેગા થયા. ઘાટકોપરના જ્ઞાતિના મોવડીઓ મારા પરિવારને નાતબહાર કરવા માટે ઊંચા નીચા થઈ રહયા હતા. આવેલ વડીલોએ રતનશીભાઈ કહયું કે 'જ્ઞાતિનું નાક કપાવનાર વેલાણી કુટુંબને તરત જ નાતબહાર કરી નાખવું જોઈએ."

ત્યારે રતનશીભાઇએ તે વડીલોને સમજાવતા કહયું કે "શિવગણભાઇએ તેમની હકીકત મને કહી સંભળાવી છે. મારો અને શિવગણભાઈનો આપસમાં ઘણો સારો સંબંધ છે, અમે બંન્ને સગા થઈએ છીએ. માટે તમે ચિંતા ન કરો. હું આવતી કાલે વિલેપાર્લે જઈ બધી તપાસ કરી આવીશ. પછી આપણે ભેગા બેસીને જરૂર લાગશે તો કડકમાં કડક ઠરાવ ઘડી કાઢશું અને પેપરમાં પણ છપાવશું."

રતનશીભાઈની આ વાત સાંભળી બધાજ ભાઈઓ ખૂબ ખુશ થયા અને કહેવા લાગ્યા કે "તમે કાલે વિલેપાર્લે જાઓ અને ખાત્રી કરીને તરત પાછા આવો."

આ મીટીંગ થઈ તેના બીજે દિવસે અમારે ઘેર વિલેપાર્લે એક વૈદિક સત્સંગ ગોઠવવામાં આવ્યો હતો. આ સત્સંગ માટે પેવલા ગામવાળા

[૮૬]

પંડીત શ્રી મેધાવૃતજી નામના સંસ્કૃતના પ્રખ્યાત વિદ્વાનને બોલાવવામાં આવ્યા હતા. બીજા પંજાબી આર્ય પરિવારો પણ આવેલા. આ રીતે ઘેર આનંદનો પ્રસંગ હતો. સત્સંગની તૈયારીઓ ચાલતી હતી ત્યારે જ ભાઈશ્રી રતનશી ખીમજી સહપરિવાર આવી ગયા. અમે તે પરિવારને પ્રેમપૂર્વક આવકાર આપી બેસાડયું.

પછી વૈદિક મંત્રોચ્ચારથી યજ્ઞનું કાર્ય શરૂ થયું અને યજ્ઞમાં હોમાયેલા પવિત્ર ઘી અને સામગ્રી રૂપી હવિષ્ટની પવિત્ર સુગંધ યુક્ત વાતાવરણમાં પૂર્ણ થયું. પછી પંડીતજીનું પ્રવચન શરૂ થયું. તેમણે વૈદિક ધર્મની શ્રેષ્ટતા અને હવનના અગણિત લાભ વિષે બરાબર સવા કલાક સુધી સુંદર સમજ આપી આ પ્રવચન સાંભળી સર્વે શ્રોતા મંત્રમુગ્ધ બની ગયા. રતનશીભાઇ પણ ખૂબ જ પ્રભાવિત થયા.

આ બધું પૂરું થઈ ગયા પછી રતનશીભાઈએ ઘાટકોપરમાં ગઈ કાલે મળેલ મીટીંગ વિષે વાત કરી અને કહયું કે "મને તેઓએ અહીં ખાત્રી કરવા મોકલ્યો છે. વડીલો વેલાણી કુટુંબને નાત બહાર કરવા ઊંચા નીચા થઈ રહયા છે. પણ હવે તમે એ વિષે કોઈ જાતની ફીકર કરશો નહિ. મેં બધી ખાત્રી અહીં આવીને કરી લીધી છે." રતનશીભાઈ અમારા પરિવારના સંસ્કારથી પ્રભાવિત થયા હતા. અમારા કુટુંબમાં લાજ ફેશન કે સુધારા માટે દૂર કરવામાં આવી ન હતી તેની રતનશીભાઇને ખાત્રી થઈ ગઈ હતી.

પછી રતનશીભાઈ સાંજ સુધી રોકાયા અને સાંજે પાંચ વાગે તેઓ ઘાટકોપર ગયા. ઘાટકોપરમાં વડીલો તેમની આવવાની રાહ જોઈને જ બેઠા હતા. રતનશીભાઇએ તે વડીલોને સમજાવ્યા કે, "વેલાણી કુટુંબમાં લાજ નથી નીકળતી એની હું ખાત્રી કરી આવ્યો છું. પણ તે કુટુંબમાં જે સંસ્કાર છે તે સંસ્કારો પ્રમાણે તેમની તે વર્તણુંક યોગ્યજ છે, મને એમાં મોટી ભૂલ કરી હોય એવું કાંઈ લાગતું નથી. હું તો એ પણ કહીશ કે તેવા સંસ્કારો અગર મારા ઘરમાં આવે તો હું પણ લાજ કઢાવવાનો આગ્રહ રાખીશ નહિ. એટલે આપણે સો આ વાત ભૂલી જઇએ."

શ્ર રતનશીભાઇની આ વાત સાંભળી સર્વે વડીલો ઝંખવાણા પડી ગયા, કંઇ પણ બોલ્યા વગર થોડો વખત ગુપચુપ બેસી રહ્યા. પછી સૌ ઊઠીને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

## ઘરના સંસ્કારો સુધારવાનું મુખ્ય મૂળ :–

ઘરના સંસ્કારો સુધારવા માટે પ્રથમ ઘરના મૂળને સંસ્કારિત કરવું પડે છે. આ મૂળ છે પોતાની પત્ની, બાળકોની માતા.

આપણા પુરુષ વર્ગમાં એવી ખોટી માન્યતા છે કે મહિલાઓ અભણ હોવાથી સાચી હકીકતને તરત સમજી શકતી નથી. આ માન્યતા ભૂલ ભરેલી છે તે મારા અનુંભવની વાત છે.

હું જયારે આફ્રિકાથી વૈદિકધર્મના સાધારણ સંસ્કાર લઇને સંવત ૧૯૮૭ (ઇ. સ. ૧૯૩૧)માં પાછો આવ્યો ત્યારે મેં પ્રથમ કામ મારાં ધર્મપત્નીને આ ધર્મની સાધારણ સમજણ આપવાનું કર્યું. તેઓ ખોટા વહેમમાં ફસાઇને ભૂતપ્રેત, ડેણ ડાકણ, મૂઠમંતર. વગેરે ફતુરને માનતાં અને દોરાધાગા કરતાં. મેં તેમને સમજાવ્યું કે આ ભૂતપ્રેત, ડેણ ડાકણ વગેરેનું આખા સંસારમાં કયાંય નામનિશાન દેખાતું નથી. એતો ભૂવાબારાડી વગેરે ચંડાળોએ ઉપજાવી કાઢેલા ખોટો વહેમ છે. આવા ખોટા વહેમથી અનેક મૂર્ખ માનવીઓ અઘોર કષ્ટ ભોગવી રહ્યા છે. આ બધી હકીકત મેં તેમને વ્યવસ્થિત દાખલા દલીલોથી સમજાવી. એટલે તેઓ તેને સમજવા લાગ્યાં અને આસ્તે આસ્તે ખોટા વહેમોમાંથી સદંતર મુકત થઇ ગયા.

બીજું તેઓ સત્યનારાયણ ભગવાનની કથા, શંકર ભગવાનને લોટી ચઢાવવાનું કર્મ તથા નાગદેવને દુધ પાવાની વિધિ વગેરે નિરર્થક કર્મો પણ કરતા. આ વિષે મેં તેમને સમજાવ્યું કે " તમે આ જે વિધિઓ કરી રહયાં છો તે બધી વિધિઓ વેદ વિરૂદ્ધ છે. તેને બદલે સૃષ્ટિ કર્તા પરમાત્માએ વેદમાં બતાવેલ સંધ્યા, ઉપાસના અને અગ્નિહોમ (હવન) આપણે દરરોજ

ઘેર શ્રધ્ધાપૂર્વક કરતાં થઈ જઇએ તો આપણું આખું જીવન સફળ થઈ ગયું ગણાય."

મારી આ બધી વાતોની તેમના પર અસર થઈ. તેમણે આવાં બધા નિરર્થક કર્મો છોડી દીધા અને વેદમાં બતાવેલા દૈનિક કર્મો : સંધ્યા, પ્રાર્થના, ઉપાસના, અગ્નિહોમનો અમારા ઘરમાં અમલ શરૂ થઇ ગયો. પછી ભવિષયમાં અમારી પુત્રવધૂઓ આવવા લાગી. તેમણે પણ તેમની સાસુનું અનુકરણ કરવું શરૂ કરી દીધું. આમ અમારા ઘરમાં મહિલાઓના વૈદિક ધર્મના અમલના પછી તેમનાં સંતાનોમાં પણ આ સંસ્કાર ઉતર્યા. માતા જો સંસ્કારી હોય તો તેની પ્રજામાં તે સંસ્કારો ઓર દીપી નીકળે છે. આવી પ્રજામાં દિનપ્રતિદિન સાચા ઇશ્વર પ્રત્યની શ્રધ્ધા વધતી જ જાય છે.

એટલે આપણી દેવીઓને જો સાચો સત્સંગ મળી જાય તો તેઓ સંપ્રદાયોના ફંદામાંથી નીકળી સાચા ધર્મને પીછાણી શકે છે. અને તેનો અમલ પણ શરૂ કરી દે છે. આ મારા અનુભવની વાત છે.

## વાનપ્રસ્થાશ્રમનું અનુસરણ :-

હવે વિલેપાર્લેના અમારા વસવાટ દરમ્યાન અમારો મોટો પુત્ર ચિ. વેલજીભાઈ કામ સંભાળતો થઇ ગયો હતો. આ તબકકે મારી ઉંમર પણ ૫૧-૫૨ વરસની થઈ ગઇ હતી અને અમારા આખા પરિવારનો નિર્વાહ સરળતાથી તે ચલાવતો હતો. તેણે મને કહ્યુ કે "બાપુજી તમારી ઉંમર હવે ૫૧ વરસથી ઉપર થઇ ગઈ છે, એટલે વેદના સિધ્ધાંત પ્રમાણે તમે વાનપ્રસ્થ આશ્રમમાં આવી ગયા છો. એટલે હવે તમારે ધંધો બિલકુલ કરવાનો નથી, તમે તેની ચિંતા પણ કરવાની નથી. બાકી હવે ધરમકરમનું કામ જેટલું બની શકે તેટલું કરતા રહો તેમાં જ આપણી સફળતા રહેલી છે."

આથી આખરે હું સંવત : ૨૦૦૭ (ઈ.સ. ૧૯૫૧)માં કામ ધંધથી મુક્ત થયો અને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણી કર્યો ત્યારથી તે આજ સુધી

ધર્મકર્મનું જે કામ થાય તે કર્યા કરું છું.

આ રીતે મારી યુવાનીનો મુખ્ય તબક્કો અહીં પુરો થઈ આ તબક્કાના મુખ્ય મુખ્ય પ્રસંગોના આ ટુંકા ઈતિહાસ દ્વારા મેં માત્ર મુરબ્બી સ્વ શ્રી નારાયણજીભાઈના કાર્યોનો હું પણ સાક્ષી છું અને તેમણે બતાવેલા ધર્મના માર્ગને અનુસરવાની કોશિષ કરી છે તે દર્શાવવાનો જ નમ્ર પ્રયત્ન કર્યો છે એ ફરીથી નિવેદીત કરું છું.

અસ્તુ !



# કેટલાંક સત્યો ઉપર થોડો પ્રકાશ

## જ્યોત સે જ્યોત :-

**આપણી પાટીદાર જ્ઞાતિમાં વૈદિક ધર્મનો વિકાસ કેમ થયો એ વિશે અમે વાંચન દ્વારા સંપાદિત જ્ઞાન અત્રે નમ્ર રીતે રજુ કરવા માંગીએ છીએ**

ઐતિહાસિક મહાભારતના યુધ્ધ (આજથી લગભગ પાંચ હજાર વરસ પહેલાં થયેલું) પછી ભારતમાં આર્ય વૈદિક ધર્મને ધીરે ધીરે ઘસારો લાગવા લાગ્યો આનું મુખ્ય કારણ હતું તે યુધ્ધને કારણે વેદોને જાણનાર વિદ્વાનોનો થયેલો નાશ. આની પ્રથમ અસર શિક્ષણ ઉપર પડી અને ત્યાર પછી સમાજ ઉપર. લોકો પ્રમાદી બન્યા. તેથી ઓછી મહેનતે વધુ પ્રાપ્ત કરવાની વૃત્તિ પ્રબળ બનતી ગઈ. એનો લાભ અર્ધજ્ઞાની પણ વાકચતુર લોકોએ લીધો. તેમણે વૈદિક ધર્મમાં વેદ વિરુધ્ધ પણ પ્રમાદી માણસોને અનુકૂળ એવી પોતાની વાતો ચતુરાઈપૂર્વક ઉમેરી અલગ અલગ પંથો બનાવી આવા પ્રમાદી અને અજ્ઞાની માણસોને ફસાવતા ગયા અને પોતાની આજીવિકાની મજબૂત ઈમારત ચણતા ગયા. કેટલાક વિદ્વાનોનો કદાચ ભલે આવો આશય નહિ હોય, પરંતુ તેમની પાછળ તેમના ચેલાઓએ આવા જ આશયને પોતાના વર્તન દ્વારા ચરિતાર્થ કર્યો છે.

પાટીદાર જ્ઞાતિમાં **'હિન્દુજાતિ'** ને હિસાબે આવાં દુષણો પેસી શકત પણ સંન્યાસી ઈશનશા બાવા જે વૈદિક સિધ્ધાંતોના પુરા જાણકાર હતા, તેમને પ્રતાપે ઉપરોક્ત દુષણોએ પગપેસારો કર્યો ન હતો. પણ પછી ભારતમાં મુસલમાનોનું જોર મજબૂત બન્યું અને ઈશનશા બાવા જેવા વૈદિક સંન્યાસીઓનો વિલપ થવાથી સહારો રહયો નહિ એટલે અનેક પ્રપંચોથી હિન્દુ જાતિમાં જેમ વટાળ પ્રવૃત્તિ શરૂ થઈ તેમ પાટીદાર જ્ઞાતિના વૈદિક ધર્મમાં પણ સંવત-૧૮૩૨ (ઈ.સ. ૧૭૭૬)થી **સતપંથ** રૂપી દોષી ઘુસી ગયો.

હિન્દુ જાતિમાં ઘુસેલા દોષ દૂર કરવા સંવત : ૧૯૨૦

(ઈ.સ. ૧૮૬૩)માં મહર્ષિ દયાનંદ સરસ્વતિ મહારાજનો જ્ઞાનોદય થયો. [જન્મ સંવત–૧૮૮૧ ઈ.સ. : ૧૮૨૪, જ્ઞાન થયું સંવત : ૧૯૨૦ : ઈ.સ. ૧૮૬૩, મૃત્યુ : સંવત–૧૯૪૦ : આસો વદ–૩૦, તા. ૩૦–૧૦–૧૮૮૩

પાટીદાર જ્ઞાતિમાં ઘુસેલા **સતપંથ** રૂપી દોષને દૂર કરવા શ્રી નારાયણજીભાઈ જેવા ધર્મવીરનો ઉદય થયો. [જન્મ : સંવત–૧૯૩૯ : તા. ૨૨–૫–૧૮૮૩, જ્ઞાતિ સુધારણાની જેહાદ શરૂ કરી સંવત–૧૯૬૪ ઈ.સ. ૧૯૧૦, મૃત્યુ : સંવત ૧૯૯૭ આસો વદ–૧૪ તા................ આનો સ્ત્રોત આખરે મહર્ષિ દયાનંદ સરસ્વતિ પાસે જઈ અટકે છે. તે કેવી રીતે એ હવે જોઈએ.

Book Jadeja Devajini Devvani about Jadeja Devaaji Jagmalji, of Manjal - Kutch

ગામશ્રી મંજલ–કચ્છમાં ક્ષત્રિય કુળમાં (આપણી જ્ઞાતિ પણ મુળથી ક્ષત્રિય છે.) જાડેજા દેવાજી જગમલજી પાક્યા. આખા કચ્છ જિલ્લામાં વૈદિક ધર્મને જાણનાર વીર તેઓ ફક્ત એક જ હતા. તેઓનો જન્મ સંવત–૧૯૧૬ (ઈ.સ.૧૮૬૦)માં થયો હતો. તેમને સંવત–૧૯૩૫ (ઈ.સ. ૧૮૭૯)માં વૈદિક ધર્મનું જ્ઞાન થએલું. આ જ્ઞાન તેમને મહર્ષિ દયાનંદ સરસ્વતી દ્વારા લિખિત પ્રખ્યાત પુસ્તક **'સત્યાર્થ પ્રકાશ'** માંથી થયું હતું. આ પ્રમાણે પરોક્ષ રીતે શ્રી દેવાજીને વૈદિક સિધ્ધાંતોનું વિશેષ જ્ઞાન મહર્ષિ દયાનંદ પાસેથી મળ્યું. એમ કહીએ તો ખોટું નથી. [શ્રી દેવાજીનો ટૂંકો ઈતિહાસ દુલેરાય કારાણી દ્વારા લિખિત **'જાડેજા દેવાજીની દેવવાણી'**માં છે તે વાંચી જવા વિનંતી છે.]

આ ધર્મવીર એવા દેવાજી પાસેથી ગામ મોટી વીરાણીના ભાઈશ્રી રામજી ભોજા લીંબાણીને વૈદિક ધર્મના સાધારણ સંસ્કાર મળ્યા. આ સંસ્કાર તેમણે તેમના પુત્ર શ્રી નારાયણજીભાઈને આપ્યા. આ સંસ્કારને લીધે જ શ્રી નારાયણજીભાઈને વૈદિક ધર્મના સિધ્ધાંતોને ઉંડાણથી જાણ–વાની શક્તિ અને પ્રેરણા મળી. આ પ્રેરણા તેમને થએલી માત્ર એક ટકોરમાંથી જાગી.

(પ્રસંગની વિગતો **'ધરતી'** માસિકના લેખમાં આગળનાં પ્રકરણોમાં

આપવામાં આવી છે.)

પ્રસંગ એવો બન્યો : નારાયણજીભાઈ મુંબઈ ગયા ત્યાં શેઠ શ્રી ગોપાલભાઈએ તેમને ધર્મસંબંધી ટકોર કરી. આ ટકોરથી વૈદિક સંસ્કારીત તેમનો આત્મા તરત જાગૃત થયો અને સતપંથ ધર્મ છોડી બીજા પ્રચલિત અનેક સંપ્રદાયોનો આધાર લીધા વિના સીધો મુંબઈના માધવબાગ આર્યસમાજનો આધાર લીધો અને ચૂસ્ત વૈદિકધર્મી આર્ય-સમાજી બની ગયા અને ઘણાને વૈદિકધર્મી આર્યસમાજી બનાવ્યા.

......મારો (શિવગણ કાનજી વેલાણીનો) સ્ત્રોત્ર પણ શ્રી નારાયણજીભાઈ છે તે કેવી રીતે એ સ્પષ્ટ કરીએ છીએ.

શ્રી નારાયણજીભાઈ સંવત : ૧૯૮૦ (ઈ.સ. ૧૯૨૪)ની સાલમાં કચ્છ વીરાણી ગયા ત્યારે તે જ ગામના શ્રી અરજણ નારાણ ધોળુ જે કરાંચીમાં તે સમયે પથ્થર ઠાકાઈનું કામ કરતા હતા તે કરાંચીથી વીરાણી આવ્યા હતા. તેમની શ્રી નારાયણજીભાઇ સાથે ધર્મ સંબંધી ચર્ચાઓ થઈ. આથી શ્રી નારાયણજીભાઇએ તેમને કરાંચીના આર્યસમાજ મંદિરનું સરનામું આપ્યું અને દર રવિવારે આર્યસમાજના સત્સંગમાં જવાની ભલામણ કરી. શ્રી અરજણભાઈ કરાંચી જઈ ત્યાંના આર્યસમાજમાં નિયમિત જવા લાગ્યા. આથી તેમને પણ વૈદિક સિધ્ધાંતોની સમજ પડી ગઈ અને તેઓ પણ આર્યસમાજી બની ગયા.

શ્રી અરજણભાઈએ ત્યાર બાદ અમારા ગામ લુડવાના શ્રી ખેતશી પ્રેમજી લીંબાણીને આર્યસમાજમાં જતા કર્યા. શ્રી ખેતશીભાઈ પણ વૈદિક સિધ્ધાંતોની સમજ પડી જવાથી સતપંથ છોડી આર્યસમાજી બન્યા. ત્યાર પછી શ્રી ખેતશીભાઇએ મને નૈરોબી આર્યસમાજ મંદિરનાં દર્શન કરાવ્યાં. વૈદિક સિધ્ધાંતોની સાદી સમજ મને શ્રી નારાયણજીભાઈ પાસેથી મળી ગઈ હતી, તેથી તે સિધ્ધાંતોની વિશેષ સમજ મને નૈરોબી આર્ય-સમાજમાં જલદી જલદી થવા લાગી અને હું પણ આર્યસમાજી બની ગયો.

અને પછી એક વખત પ્રગટેલી વૈદિક ધર્મની જ્યોતિ ધીરે ધીરે આપણાં પાટીદારોનાં ઘણાં પરીવારોમાં ફેલાતી ગઈ.

## ● નારાયણભાઈ, રતનશીભાઇ, શિવદાસભાઇ કાર્યતુલના :—

**શ્રી નારાયણજીભાઈ રામજી લીંબાણીના** પિતાશ્રી રામજીભાઇ ખેતીનું કામ કરતા ન હતા પણ શિલ્પકળાના અચ્છા જાણકાર હોવાથી મહારાઓશ્રી ખેંગારજી પાસે નોકરી કરતા હતા. તેઓ નોકરી કરતા હોવા છતાં પણ દુજાણા માટે ગાય રાખી હતી. ગાયની ઉપયોગીતા અને તેના દૂધના ગુણોની શ્રેષ્ઠતા તેઓ જાણતા હતા, તેથી તેઓ ઘરમાં હમેશાં ગાયનું દૂધ અને તે દૂધમાંની બનાવટો જ વાપરતા. આને કારણે તેમનામાં બુધ્ધિની તિવ્રતા અને સત્યને જાણવાની ઉત્કંઠા જેવા ગુણો ખીલ્યા હતા આ ગુણોને લીધે જ તેમણે વૈદિક ધર્મી એવા મજંલ નિવાસી જાડેજા દેવાજીને શોધી લીધા હતા અને તેમના પ્રિય મિત્ર બની ગયા. દેવાજીના સંસર્ગથી તેમનામાં વૈદિક સંસ્કારો જાગૃત થયા.

શ્રી નારાયણજીભાઈની બુધ્ધિના વિકાસમાં આ પીઠબળે મહત્વનો ભાગ ભજવ્યો હતો. વળી તેમણે પોતાના જીવનમાં નાનપણથી ગાયના દૂધની મહતા અને ઉપયોગ જાળવી રાખ્યા. આને કારણે તેમની બુધ્ધિમાં ઉત્તરોત્તર વધારો થતો ગયે. આનો એક જ દાખલો બસ થઇ પડશે : તેઓ ફક્ત પાંચ ધોરણ સુધી જ ભણ્યા હતા છતાં પણ બુધ્ધિબળથી મોટા વિદ્વાનોની કક્ષામાં આવી શકતા હતા. સત્ય–અસત્યનો તેઓ તરત જ નિર્ણય કરી શકતા. સત્યનો અમલ અને આગ્રહ પ્રાણને ભોગે પણ કરતા. આનો પણ એક જ દાખલો 'મુંબઇમાં શેઠ શ્રી ગોપાલભાઈની ટકોર અને સતપંથનો ત્યાગ તથા વૈદિક ધર્મનો સ્વીકાર' બસ થઈ પડશે

વૈદિક ધર્મનો પ્રચાર અને જ્ઞાતિ સેવા તથા શુધ્ધિ કરાવવાળા શ્રી નારાયણજીભાઈ 'શુધ્ધિવાળા' તરીકે ઓળખાતા.

Narayan Ramji Team was referred to as Shuddhiwala Team

શ્રી રતનશીભાઇ ખીમજી ખેતાણીને શ્રી નારાયણજીભાઇ જેવું કૌટુંબિક સંસ્કારનું પીઠબળ મળ્યું નહિ. તેમને વડીલો પાસેથી વૈદિક ધર્મના સંસ્કારો

મળ્યા નહિ. છતાં નારાયણજીભાઇના સંસર્ગ અને પ્રેરણાથી તેમણે વૈદિક ધર્મ અપનાવી લીધો હતો પણ તેમાં રુચિ અને જિજ્ઞાસા ઉત્પન થયા નહિ. સત્યના આચરણમાં રુચિ અને જિજ્ઞાસા ઉત્પન ન થવા પાછળનું કારણ સંસ્કારોની ખામી જ છે. આનું પરિણામ આપણે અનેક કંકાસો રૂપે જોતા આવ્યા છીએ અને અત્યારે જ્ઞાતિમાં અનેક ધાર્મિક પંથો રૂપે અનુભવી રહયા છીએ. આનું કારણ શ્રી રતનશીભાઈની નિરાકાર ભગવાનના વૈદિક ધર્મ તરફની અરુચિ અને સાકાર ભગવાનનાં મંદિરો તરફની અભિરૂચિ હતું. આ કારણે તેઓ પોતાને 'મંદિર પાર્ટીવાળા' તરીકે ઓળખાવતા. નહિ તો તેઓએ શુદ્ધિ કરાવીને ફરજીયાત જનોઇ પહેરવાનો આગ્રહ રાખ્યો હોત તથા મનુષ્યે કરવાના સોળ સંસ્કારોનો પણ આગ્રહ રાખ્યો હોત. આવું કંઇ ન કરાવતાં અગ્નિ સંસ્કાર પછી બારમે દિવસે બારસ ભરવી અને તેરમા દિવસે મિષ્ઠાન ખાવું અને સગાંસંબધીઓને પ્રેમથી ખવડાવવું એવો પરંપરાગત રિવાજ હતો તેને ટેકો આપ્યો.

Ratanshi Khimji was proponent of Murti Pooja and thus Mandir. His team was called "Mandir Partywala" also known as "Sudharawadi Team"

મરણ પાછળ મીઠાઇઓ ખાવી એતો મરણ દિવસ ઉજવ્યો ગણાય. હિન્દુઓમાં તો જન્મ દિવસ ઉજવવાનો જ મહિમા છે. તેથી શ્રી રામચંદ્રજીનો જન્મ દિવસ : ચૈત્ર શુદ-૯ને 'રામનવમી' તરીકે અને યોગેશ્વર કૃષ્ણનો જન્મ દિવસ : શ્રાવણ વદ-૮ને'ગોકુળાષ્ટમી' તરીકે ઉજવીએ છીએ. મહારાજ દશરથના મૃત્યુ પાછળ બારસ કે તેરસ ઉજવી હોય એવું આખા રામાયણમાં કયાંય નથી. તેવી જ રીતે મહાભારતમાં પણ આવા પ્રસગોનો કયાંય ઉલ્લેખ નથી. શ્રી કૃષ્ણ ભગવાનને પણ ગીતામાં કયાંયં મૂર્તિપૂજા કે બારમું-તેરમું કરવાનું લખ્યું નથી.

આખા ભારતમાં જે કોઈ સંત થઈ ગયા તેમણે પણ આ બાબતોનું સમર્થન કર્યું નથી પણ વિરોધ જ કર્યો છે. આવા સંતો જેવા કે ગોરખનાથ, ધીરાદાસ, અખાભગત, ભોજાભગત, નરસિંહ મહેતા વગેરેએ જડપૂજાની વિરૂધ્ધમાં અનેક ભજનો રચ્યાં છે જે આપણે અવારનવાર સાંભળતા હોઇએ છીએ.

શ્રી શિવદાસ કાનજી સોમજીયાણી (નાકરાણી)એ આપણી જ્ઞાતિની સેવા કરવામાં શ્રી રતનશીભાઇ કરતાં વિશેષ પ્રકારનો પ્રેમ બતાવેલો છે.

શ્રી રતનશીભાઇએ સનાતની બનીને આપણી જ્ઞાતિમાં સૌ પ્રથમ મંદિર ઊભું કરાવીને મૂર્તિપૂજા શરૂ કરાવી. પછી તેમનું જીવન, જ્ઞાતિમાં મંદિરો ઊભાં કરવામાં જ વીત્યું. જ્ઞાતિની બીજી જાતની સેવા તેઓ કરી શક્યા નહિ, નતો સામાજિક સુધારા, નતો શૈક્ષણિક સુધારા. જ્યારે શ્રી શિવદાસભાઈ વેદોક્ત ધર્મને સારી રીતે સમજી શક્યા હતા. તેથી જ આપણી જ્ઞાતિની ધર્મપરિવર્તન પછીની પાયાની જરૂરિયાત : સામાજિક સુધારા અને શૈક્ષણિક સુધારા, તેમાંય શૈક્ષણિક સુધારા પાછળ તેમણે વિશેષ ધ્યાન આપ્યું. કેળવણી માટે તેમણે પોતાનાં તન, મન અને ધન ખર્ચી નાખ્યા. નખત્રાણામાં આપણી જ્ઞાતિના સર્વપ્રથમ કુમાર છાત્રાલય બાંધવા માટે જરૂરી આર્થિક અનુદાન એકત્ર કરવા, તેઓએ આખા ભારતનો પ્રવાસ ખેડયો અને બધી સગવડવાળું છાત્રાલય (બોર્ડીંગ) ઊભું કરી દીધું. આ છાત્રાલયમાં જ્ઞાતિની નબળી આર્થિક સ્થિતિ ધરાવતાં વાલીઓ પણ પોતાના છોકરાઓને ભણવા મોકલી શકે એવી આદર્શ વ્યવસ્થા છે. આનો મહદ યશ શ્રી શિવદાસભાઇને જાય છે.

This is completely false statement. Under leadership of Ratanshi Khimji KKP Samaj built Student Hostels and Samajs were established every where possible.

શ્રી શિવદાસભાઈ ગાય અને ગાયના દુધનું મહત્વ સમજે છે. એટલે જ નખત્રાણા છાત્રાલયમાં ગાયો વસાવવાની તેમની ઇચ્છા હતી પણ કોઈક કારણોને લીધે તેમની ઇચ્છાને મૂર્તરૂપ મળ્યું નથી. આપણી જ્ઞાતિના આવા ઉત્તમ કાર્યકર્તાને આપણી જ્ઞાત ભવિષ્યમાં પણ ભૂલી શકે તેમ નથી.

## ● ગાય અને ગાયના દૂધની મહત્તા-ભેંસ અને ભેંસના દૂધની હિનતા :

દૂધ માટે આદિકાળથી માનવી ગાયને પાળતો આવ્યો છે. સર્વ પ્રાણીઓમાં ગાયનું દૂધ શ્રેષ્ઠ છે. સર્વ ગુણોમાં શ્રેષ્ઠ એવા ત્રણ ગુણો ગાયના દૂધથી જ માનવીમાં વિકસી શકે. એવું વૈદિક યુગથી અનુભવાતું આવ્યું છે. આ ત્રણ ગુણો છે : (૧)પવિત્ર બુધ્ધિ (૨)આરોગ્ય અને (૩)સંપ આ ત્રણ ગુણ સંપતિથી જ માનવી સાચું સુખ અને પ્રગતિ સાધી શકે છે.

આ ત્રણ ગુણો મનુષ્ય માત્ર ગાયના દૂધ અને તેના માખણ. ઘી. દહીં, છાશમાંથી વિકસાવી શકે છે, બીજા કોઇના દૂધમાંથી નહિ. જેમણે ગાયના દૂધને છોડી ભેંસ અથવા બીજાં કોઇ પ્રાણીના દૂધનો ઉપયોગ કર્યો છે તેણે આ ત્રણ ગુણો વધતા ઓછા પ્રમાણમાં ગુમાવ્યા છે, એ ઇતહાસ સિધ્ધ હકીકત છે. થોડા ઐતિહાસિક દાખલા અહીં રજુ કરીએ છીએ:

ઇશ્વરે દરેક પ્રજાને પછી ભલે તે ભારતીય હોય, અફઘાનીસ્તાની હોય કે યુરોપિયન હોય, શારીરિક અને માનસિક સંપતિ સરખી જ આપી છે. આ સંપતમાં માનવી પોતના કર્મથી વધઘટ કરી શકે છે. જે માનવી અથવા પ્રજા માં આ સંપતિ વધારે તે માનવી અથવા પ્રજા ઓછી સંપતવાળા માનવી અથવા પ્રજા ઉપર સત્તા ચલાવી શકે છે

રામાયણ, મહાભારત જેવા ઐતિહાસિક ગ્રંથો સાક્ષી પૂરે છે કે આખી પૃથ્વી પર આર્યોની સત્તાની આણ વર્તાતી હતી. રાજ્ય ભલે જેતે પ્રદેશોની સ્થાનિક પ્રજાના હાથમાં હોય. વળી તેજ ગ્રથો એ પણ સાક્ષી પૂરે છે કે આર્યોનાં ઘરોમાં ખેતી અને ખોરાક માટે માત્ર ગાય જ પાળવામાં આવતી, ભેંસ, બકરી. જેવું બીજું કોઈ પ્રાણી નહિ એટલું જ નહિ મનુષ્યે ઉત્પતિથી માત્ર ગાય જ પળાતી એમ વેદ કહે છે. ભેંસનો તો બલ્કુલ ઉલ્લેખ નથી એટલે ભેંસનું દૂધ બીજાં કોઇ પણ પ્રાણીનાં દૂધ કરતાં કનિષ્ઠ છે એમ સાબિત થાય છે. તેથી આ દૂધ ઉપરોકત

ત્રણે ગુણ સંપતિનો નાશ કરે છે, એટલુંજ નહિ તેનાથી વિપરીત ગુણો (દુર્ગુણો) ઉત્પન્ન કરે છે. મનુષ્યમાં માત્ર સદ્‌ગુણોનો ભાવ હોવો ઉત્તમ સ્થિતિ છે, સદ્‌ગુણો અને દુર્ગુણોનો અભાવ અથવા બંન્ને સમભાવે હોવાં મધ્યસ્થિતિ છે. પરંતુ માત્ર દુર્ગુણોનો જ ભાવ એ કનિષ્ઠ સ્થિતિ છે. આવી કનિષ્ઠ સ્થિતિ ભેંસના દૂધથી ઉત્પન્ન થાય છે.

આજથી લગભગ સાડાત્રણ હજાર વર્ષ પૂર્વે ભારતીય જનસમાજમાં દૂધ માટે ભેંસનો વપરાશ શરૂ થયો. ગાયના દૂધનો વપરાશ ઘટતો ગયો અને ભેંસના દૂધનો વપરાશ વધતો ગયો ત્યારથી ભારતીયોમાં ઉપરોકત ત્રણે ગુણોમાં ઘટાડો થતો ગયો.

હવે સંવત– ૧૨૪૯માં એટલે કે ઈ.સ. ૧૩૦૫ માં શાહબુદ્દીન ઘોરી નામના અફઘાનીસ્તાની મુસલમાન બાદશાહે ભારત પર ચડાઈ કરી અને ભારતને જીતી લીધું. એટલે એતો નક્કી થઇ ગયું કે તેનામાં ઉપરોકત ત્રણે ગુણ સંપતિ ભારતીય રાજાઓ કરતાં વધુ હતી.

હવે આપણે એ પણ જાણીએ છીએ કે અફઘાનો અને આરબોમાં ગાય અને ભેંસનું ચલણ ન હતું, ઊંટો અને ઘેટા–બકરાંનું જ ચલણ હતું. બાદશાહ શાહબુદ્દીનના પેટમાં ગાય અને ભેંસનું દૂધ ગયું ન હતું. આથી ગાયના દૂધના અભાવે તેનામાં ઉપરોકત ત્રણે ગુણો પુરા વિકસ્યા ન હતા તેમ ભેંસના દૂધના અભાવે તે ગુણોનો બિલ્કુલ નાશ પણ થયો ન હતો; એટલું જ નહિ, ભેંસના દૂધથી આવતા દુર્ગુણો (વિપરીત ગુણો) પણ ઉત્પન્ન થયા ન હતા.

ભારતીયોમાં ક્રમશ : ગાયના દૂધના ઓછા વપરાશ ભેંશના દૂધના વધુ વપરાશથી બુધ્ધિ, આરોગ્ય, સંપ જેવા ગુણોનો નાશ શરૂ થઈ ગયો હતો અને તેનાથી વિપરીત ગુણો–દુર્ગુણોનો વધારો થતો જતો હતો. ક્ષત્રિયોમાં પણ આજ સ્થિતિ આવી. પરિણામે મહારાજા પૃથ્વીરાજનું પતન થયું અને મુસલમાનોની સત્તા શરૂ થઈ ગઈ અને વધતી ગઈ.

[૯૮]

શાહબુદ્દીનથી પાછળના સર્વે મુસલમાનારા જકર્તાઓએ એવો કાળો કેર વર્તાવ્યો કે હિન્દુઓને પોતાના રક્ષણ માટે ગામે ગામ ઊંચા અને મજબુત કિલ્લા બાંધવા પડયા, જેમાં રાત્રિ દરમ્યાન સંતાઈ જવાની ફરજ પડતી આવા જુલ્મ ગુજારવાવાળા મુસલમાનોનું ભારતમાં કુલ્લ ૬૧૩ વરસ રાજ્ય રહયું મુસલમાનોમાં રહેલો ક્રૂરતાનો અવગુણ ગાય સિવાયના ઊંટ જેવા પ્રાણીઓના દૂધનો વપરાશ અને આમિષ ખોરાકના ઉપયોગથી પેદા થયો હતો.

ભારતમા આવ્યાં પછી આમિષ ખોરાક સાથે ભેંસના દૂધનો વપરાશ વધતો ગયો. ગાયની અને તેના દૂધની ઉપયોગીતા તેમણે જાણી નહિ, ઉલ્ટું આમિષ ખોરાકથી આવતા ક્રૂરતાના અવગુણથી ગાયોનો અનાદર કર્યો.

ત્યાર પછી મુસલમાનોના હાથમાંથી ભારત યુરોપિયનોએ લીધું સત્તા આવતાં વેંત અંગ્રેજોએ પ્રજામાં ફેલાયેલો આતંક દૂર કરી, ગુંનેગારોને સખ્ત શિક્ષાઓ કરી અને લોકોમાં સલામતીની લાગણી જન્માવી સ્ત્રીઓ પર કુદ્દષ્ટિ કરનારા તથા લૂંટ મારી કરનારા ગુનેગારો ઠગો અને પિંઢારાઓનો નાશ કર્યો એથી આવા ગુના થતા જ બંધ ગઇ ગયા અને લોકો શાંતિથી જીવવા લાગ્યા.

ભારતમાં અંગ્રેજોના શાસન દરમ્યાન ભારતમાં અંગ્રેજોની વસ્તી ઘણી હોય એ દેખીતું છે છતાં પણ કોઈ અંગ્રેજ ભારતીયોની બેન-દીકરીને સતાવી હોય, એવો અપવાદ રૂપ કિસ્સો જ નોંધાયો હશે. આ છે અંગ્રેજોનો સદાચાર. આછે ગાયના દૂધનો પ્રતાપ.

ગાય માતાના દૂધ માખણનો ઉંપયોગ કરનાર માનવી ભલેને બહારવટીઓ હોય છતાં પણ તેનામાં બેચાર સારા સદ્દગુણો જળવાઈ રહે છે.

યુરોપમાં શરૂઆતથી દૂધ માટે ગાયનો જ ઉપયોગ થાય છે. બીજા કોઈ પ્રાણીનો નહિ. એટલું જ નહિ આજે પણ આખા યુરોપમાં દૂધ માટે ગાય સિવાય બીજું કોઇ પ્રાણી જોવા નહિ મળે, ત્યાં ભેંસની તો વાત જ

રહેતી નથી. સવારના નાસ્તામાં પણ યુરોપિયનો મોટા ભાગે ગાયના દૂધનું માખણ અને બ્રેડ લે છે. આથી તેઓ બધી રીતે મુસલમાનો અને ભારતીયો કરતાં ચડિયાતા હતા તેથી તેઓ મુસલમાન બાદશાહો અને હિન્દુ રાજાઓ પાસેથી સહેલાઈથી ભારત જીતી શક્યા. દેશી રજવાડાની તુલનામાં અંગ્રેજોના રાજમાં ભારતીયોને વધારે ન્યાય સુખ અને સગવડ મળ્યા. ભારતીય ટપાલ સેવા અને રેલવે સેવા અંગ્રેજો પાસેથી મળી.

અહીં જુઓ ગાય અને ભેંસના દૂધનો તફાવત! ગાયનું દૂધ પીવાવાળા યુરોપિયનો ભારતમાંથી એક પુસ્તક લઈ ગએલા. તેમાં તેઓએ વાંચ્યું કે પાણી અને અગ્નિનો ઉપયોગ કરીને મોટામાં મોટો ઉદ્યોગ ઊભો કરી શકાય છે. આ ઉપરથી તેમણે રેલવે ખેંચવાનું એંજિન બનાવ્યું અને તેમાં પાણી અને અગ્નિનો ઉપયોગ કરીને કરોડો રૂપિયાની આમદની ઊભી કરી.

જ્યારે ભેંસનું દૂધ પીવાવાળા ભારતીયોએ પણ એજ પુસ્તક વાંચ્યું હતું અને એના ઉપરથી તેઓએ પાણી અને અગ્નિનો ઉપયોગ કરીને હુકો બનાવ્યો, જેમાં કરોડો રૂપિયાની બરબાદી ચાલુ કરી દીધી અને વધારામાં પોતાનું આરોગ્ય બગાડી દીધું. આછે ગાયના દૂધની ઉચ્ચતા અને ભેંસના દુધની મૂર્ખતા!

અંગ્રેજોએ બીજા અનેક બુધ્ધિપૂર્વકના સુધારાઓ કર્યા. મુસલમાનો અને દેશી રજવાડાં પોતાનાં રાજ્ય અમલ દરમ્યાન ન કરી શક્યા તે અંગ્રેજોએ સો વરસમાં કરી દેખાડયું આનો પ્રતાપ ગાયનું દુધજ છે.

આવી રીતની એક વાતચિતમાં એક મહાનુભાવે અમને કહયું કે "તમે ગાયોનું દૂધ પીવાવાળા યુરોપિયનોની બુધ્ધિની ખૂબ પ્રશંસા કરો છો પરંતુ તે યુરોપિયન પોતના માબાપની સેવા તો બિલકુલ કરતા જ નથી અને ભૌતિકવાદીઓ છે, તેથી તેઓને તો રાક્ષસ કહી શકાય. જ્યારે આપણો ભારત દેશ તો દેવોનો દેશ છે. અહીંની પ્રજા પોતાના માતાપિતાની જ્યાં સુધી જીવે ત્યાં સુધી પોતાની સાથે જ રાખી સેવા કરેછે. પ્રજા આધ્યાત્મવાદી છે. ઈશ્વરથી ડરે છે."

ત્યારે અમે કહ્યું કે "સાંભળો ભાઇ સાહેબ, યુરોપની પ્રજા પોતાનાં માતાપિતાની સેવામાં બિલકુલ સમજતી નથી એટલે એ રાક્ષસ છે એ સાવ સાચી વાત છે પરંતુ ત્યાંની સરકારે વૃદ્ધોની આ સમસ્યા માટે એવી વ્યવસ્થા ગોઠવી છે કે દરેક વડીલ જ્યારે પચાવન વરસનો થાય ત્યારે તેને ધંધો કરતાં છોડાવી દે છે. પછી એવા વડીલને રહેવાની, ખાવાપીવાની, સેવા માટે નોકરની, દવાની વગેરે સગવડો આપે છે. હવે તેઓ રાક્ષસો હોવા છતાં વડીલો માટે આટલી બધી સગવડો ગોઠવી શકતા હોય તો તેવી બુધ્ધિ આવી કયાંથી? આપણા દેવોના દેશ ભારતના દરેક પ્રાંતમાં નજર કરશો તો ખ્યાલ આવશે કે કરોડો પરિવારમાં માતાપિતા જયાં સુધી જીવે છે ત્યાં સુધી પોતેજ કમાઈને પોતાનું પેટ પાળે છે."

આવા એક જાણીતા વૃધ્ધને એમ પૂછ્યું કે "બાપા, તમારા દીકરા તો ત્રણ છે, ત્રણે મજુરી કરી કમાય છે. તો તમે હવે પંચોતેર–એંસી વરસની ઉંમરના થઈ ગયા છો. તેમ તમારા શરીરમાં લોહીનો છાંટો પણ દેખાતો નથી, છતાં તમે મજુરી કરો છો? તમારા દીકરા શું પાલનપોષણ નથી કરતા?

ત્યારે તે વૃધ્ધે જવાબ આપ્યો કે "અમારા દીકરા મોટી ઉંમરના છે, અમારા પૌત્રો પણ યુવાન વયના છે. પણ દરેક બિચારા પોતાનાં બચ્ચાઓનું પેટ પણ માંડ પાળી શકે છે તો પછી અમને કયાંથી પાળી શકે? એટલે પછી દુઃખેસુખે અમારે જ કમાવું અને અમારે જ અમારું પેટ પાળવું પડે છે."

આવો આપણો દેશ કયા પાપને લીધે આવું અઘોર કષ્ટ ભોગવી રહયો છે.? જવાબ આખરે આ હકીકતમાંથી મળે છે: આપણે ભારતવાસીઓ વેદને બિલકુલ ભુલી ગયા છીએ. તેથી ગાય જેવા પવિત્ર પ્રાણીને છોડીને ભેંસ જેવા જંગલી જાનવરને પાળવા લાગી ગયા અને તેના જ દુધ દહીં માખણનો ઉપયોગ કરતા થઈ ગયા, જેથી આપણી બુધ્ધિ નષ્ટ થઈ. જયારે યુરોપિયનો વેદનાં ભલે બીજા વચનો નથી પાળતા પણ એક વચન

માનીને માત્ર ગાયને જ પાળવાનું અને તેનાં જ દૂધ, દહીં, માખણ, ઘી વગેરેનો ઉપયોગ કરવાનું ચાલુ રાખ્યું છે, તેના પ્રતાપે તેમની બુધ્ધિ કામ કરી રહી છે, તેથી દરેક જણને ભૌતિક સુખ ઉપલબ્ધ થાય એની વ્યવસ્થા ગોઠવી શકયા છે. જયારે ભેંસના દૂધનો ઉપયોગ કરાવાયું ભારત અનેક જાતનાં કષ્ટમાં રીબાય છે.

ગાયની દરેક વસ્તુઓ ઉપયોગી છે. દૂધનો ઠીક પણ તેનાં મળમૂત્ર શુધ્ધાં ભેંસનાં મળમૂત્ર કરતાં વધુ ફળદ્રુપ અને પવિત્ર છે. તેથી ઘરને લીંપીને પવિત્ર કરવા માટે ગાયનું ગોબર જ વધુ પવિત્ર ગણાય છે. જેનો સૂચક ખુદ **ગોબર'** શબ્દ જ છે. કોઈના શબને ઘરમાં બાર કલાક રાખી મૂકવાની જરૂર પડે તો ગાયનું ગોબર લાવી થોડી જમીન તેનાથી લીંપી તેના ઉપર શબને સૂવડાવી રાખવાથી શબનાં જંતુ બહાર અને બહારનાં જંતુઓ શબમાં જઈ શકતાં નથી. દક્ષિણ ભારતમાં તો ઘર બની ગયા પછી તેના વાસ્તુ વખતે ઘરમાં ગાયને દોડાવે છે જેથી તેના પવિત્ર મુત્રનો આખા ઘરમાં છંટકાવ થાય અને ઘર પવિત્ર બને

આમ ગાયના રૂંવે રૂંવામાં ફાયદા સમાયેલા છે જયારે ભેંસના દૂધ તથા તેના આખા શરીરમાં અનેક અવગુણો ભરેલા છે. આથી જ શ્રી શંભુ મહારાજ તેનાં અનેક પ્રવચનોમાં ગાય અને તેનાં દૂધ, માખણ ઘી, છાસ તથા ગોબર–મુત્ર વગેરેનાં ફાયદા અને ભેંસના ગેરફાયદા બતાવી કહે છે કે ગાયના શરીર ઉપર હાથ ફેરવવાવાળા માનવીનું આયુષ્ય વધે છે અને ભેંસના શરીર ઉપર હાથ ફેરવનારનું આયુષ્ય ઘટે છે.

આવાં બધા ગુણોવાળા ગાયના દૂધને ઓળખવા માટે પરમાત્માએ એક ખાસ ચમત્કાર મૂકયો છે. બીજા બધાં પશુઓનું દૂધ સ્વભાવિક રીતે જ રંગમાં સફેદ હોય છે. પણ ગાયના દૂધનો રંગ કેશર જેવો પીળો હોય છે. જેથી જુદાં જુદાં પ્રાણીઓનાં દૂધમાંથી ગાયના દૂધને આપણે સહેલાઇથી ઓળખી શકીએ. બધાં પ્રાણીઓનો ખોરાક એકજ જાતનો હોય છતાં ગાયનું દુધ તો કેશરિયું જ હશે અને બીજાં પ્રાણીઓનું સફેદ. આમ શા માટે ? આનો બુધ્ધિ પૂર્વંક વિચાર કરશો તો પરમાત્મની

ચમત્કારીક વ્યવસ્થાની સમજણ પડી જશે.

કેસર આરોગ્ય અને બુધ્ધિવર્ધક તથા શીતળતા આપતું ઔષધ છે. તેથી જ દુધમાં કેસર નાખી કેસરિયું દુધ પીવું ઉત્તમ ગણાય છે. સર્વવ્યાપક પરમાત્માએ ગાયના દુધમાં ખાસ પ્રકારના કેસરના ગુણો ઉમેર્યા છે. પરમાત્માની આ અજોડ વ્યવસ્થાથી મનુષ્ય સર્વગુણસંપન્ન ગાયના દુધને તરત ઓળખી શકે છે અને તેનું સેવન કરી શારીરિક, બૌધ્ધિક અને રાષ્ટ્રીય સંગઠન બળ વધારી શકે છે.

**શ્રી કૃષ્ણ ભગવાન અને ગાયમાતા :-**

કવિશ્રી દલપતરાય ડાહ્યાભાઈ લખે છે : "ગુણ અગણિત છે ગાયમાં અને સુખદાતા કહેવાય." શ્રી કૃષ્ણ ભગવાન ગાયમાતાના અગણિત ગુણોને જાણતા હોવાથી સર્વે પ્રાણીઓમાં તેમને ગાય પોતાના પ્રાણથી પણ વિશેષ પ્રિય હતી ગાયને તેમણે બહુ મહત્વ આપ્યું છે. ગાયોનાં ધણ તે પાળતા તેથી જ તેમને આપણે પ્રેમ પૂર્વક 'ગોપાલ' કહીએ છીએ.

સાબરકાંઠાવાળા સનાતની ભાઇઓ એમ સમજે છે કે શ્રી કૃષ્ણ ભગવાનને ગાય પ્રિય હશે પણ આપણા માટે તો તે જાનવર બિલકુલ નકામું છે. ગાયમાં આપણને કોઈ પણ જાતનો ફાયદો દેખાતો નથી, માટે જ આપણે મોટા ભાગના ભેંસોને પોષી રહયા છીએ.

અરે સનાતન ભાઇઓ ! થોડો વિચાર તો કરો કે આજથી પાંચસો વર્ષ પૂર્વે ભારતના રાજા મહારાજા અને અમીરોના ઘરોમાં ભેંસના દુધનો ઉપયોગ થતો હતો કારણ કે ભેંસને પાળવી એ હાથી પાળવા જેવું હતું. તેથી તે વખતે આપણા જેવી ગરીબ કોમ પાસે ગાયો જ હતી અને ગાયના દુધનો જ ઉપયોગ થતો. વળી તે વખતે આપણા વડીલો વૈદિકધર્મ અપનાવતા હતા એટલે આમેય ગાયની ઉપયોગીતા સમજતા હતા તે જમાનામાં આપણા વડીલો અનેક દુર્જનોને મારી નાખેલા, ધીંગાણા કરેલા અને તે ધીંગાણામાં ખપી પણ ગયેલા. તે વડીલોને આપણે 'શૂરધન'ના નામથી ઓળખીએ છીએ અને તેમના પાળીયાએ ને

આજે પૂજી પણ રહયા છીએ. એજ શુરવીરોના આપણે ભેંસનું દુધ પીતા આધુનિક વારસદારો છીએ જેમનાં ઘરોમાં સંવત : ૧૮૩૨ (ઈ.સ.૧૭૭૬)થી ભેંસોનાં દર્શન થવા લાગ્યાં છે પાકયો છે આ આધુનિક વારસદારોમાં તેના પૂર્વજો જેવા કોઈ શૂરવીર ? એવો શૂરધન એક પણ પાકયો નથી એ અનુભવસિધ્ધ હકીકત છે. શું કારણ છે તેનું ? એનું મુખ્ય કારણ દુધનો તફાવત જ છે.

હવે એક વાત જુઓ ! એક જ ભેંસના બે પુત્ર પાડા સગાભાઈ થતા હોવા છતાં યુવાનીમાં આવે છે ત્યારે એક બીજા સાથે લડે છે અને જાનથી મારી નાખે છે. જયારે ગાયના બે વાછરડા જયારે યુવાનીમાં આવે છે ત્યારે એક બીજા સાથે લડતા નથી.

આપણી પાટીદાર કોમ જેવી પવિત્ર ખોરાક ખાવાવાળી, પવિત્ર દાનતવાળી, વ્યવહાર કુશળ અને અતિથિસત્કાર કરવાવાળી બીજી કોઈ કોમ આખા સંસારમાં મળશે નહિ. આવી સદ્ગુણી કોમમાં આજે ભાઈઓ-ભાઈઓ વચ્ચે, બાપ દીકરા વચ્ચે, મા દીકરી વચ્ચે પતિ પત્નિ-વચ્ચે ભયંકર ઝગડા ચાલી રહયા છે. આવા ઝગડા આપણી કોમમાં આવ્યા કયાંથી ? જવાબ એ છે કે જયારથી ભેંસ આવી છે ત્યારથી આવી કુબુધ્ધિ આવી છે.

હવે અહીં સવાલ એ ઉપસ્થિત થાય છે કે આખા સંસારમાં ગાય ના જ દુધ, દહીં, માખણ, ઘી નો ઉપયોગ થતો હોય તો બધા ઝઘડા શાંત થઇ બળ, બુધ્ધિમાં વધારો થાય તો કોણ કોના ઉપર રાજ કરી શકશે ?

આનો જવાબ એ છે કે જે રાષ્ટ્રમાં વેદવિદ્યા, બ્રહ્મચર્યવ્રત અને એક પતિ પત્નિવ્રત એમ ત્રણે વ્રતોનું પાલન વધારે થતું હશે તે રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર ઉપર રાજ કરી શકશે. જો આ ત્રણે વ્રતોનું પાલન બધાં રાષ્ટ્રોમાં એક સરખી રીતે થતું હોય તો બધાં રાષ્ટ્રોના સર્વે મનુષ્યો દેવ બની જશે. એટલે કોઇને કોઇના ઉપર સજા કરવાની અંકુશ માં રાખવાની આવશ્યકતા રહેશે નહિ.

## ગાય 'માતા' અને ભેંસકાળી. :–

ગાયને આપણે માતા સાથે સરખાવીએ છીએ, એટલું જ નહિ. **ગાયમાતા** તરીકે તેને પૂજીએ **પણ** છીએ. તેથી '**માતા**' સર્વનામ સાથે બીજું કોઈ જાતનું વિશેષણ લગાડવાની જરૂર પડતી નથી. એક **જનેતા** અને બીજી **ગાયમાતા**, પોષણ આપનાર પોષનાર માતા. આ અર્થમાં શ્રી કૃષ્ણ ભગવાનને પોતાની **જનેતા** કરતાં પણ **ગાયમાતા** વિશેષ પ્રિય હતી. કારણ કે જનેતા તો બાલ્ય અવસ્થામાં પોષણ કરે છે, ગાયમાતા આખું જીવન પોષણ કરે છે. ત્રણે વખત ગાયના દુધનો જ ખોરાક લેવામા આવે તો બીજા કોઈ ખોરાકની જરૂર રહેતી નથી. એવા ગુણ તેના દુધમાં છે. એટલે આપણાં કૂળદેવી ઉમિયા માતાનું વાહન ગાયનો પુત્ર છે.

ઈશ્વરે પણ ગાયમાતાને બીજા સર્વે પ્રાણીઓ કરતાં જુદી ગણી છે અને તેને ઓળખવા માટે એક ખાસ ચિન્હ તેના ગળામાં રાખેલ છે. આવું ચિન્હ સંસારનાં બીજાં પ્રાણીઓમાં નથી. આ ચિન્હને ઝાલર અથવા કમલ કહેવામાં આવે છે. આ ચિન્હને લીધે આંધળો માણસ પણ ગાયમાતાને ઓળખી લે છે. આ ચિન્હ ગાયમાતાની સુંદરતામાં વધારો કરે છે. ઉપરાંત બીજી રીતે પણ તેને માટે ઘણું ઉપયોગી છે. તેના પુત્ર બળદની કાંધ ઉપર ખેતર ખેડવા માટે ધૂસરી મૂકવામાં આવે છે. આ ધૂંસરીને બળદનાં ગળાં સાથે બાંધવાની જરૂર પડે છે. પણ આ ઝાલર ને લીધે બળદને બિલકુલ ગળાંમાં ટૂંપો આવતો નથી.

હવે બીજાં **કાળીમાતા** (કાલકા કલકત્તાવાળાં) થઇ ગયાં. કાળીમાતાએ દૈત્યોનો સંહાર કર્યો. જયારે આપણી ભેંસ **કાળી** એ પોતાના દુધથી દેવોનો પણ સંહાર કરી નાખ્યો. પાટીદાર જ્ઞાતિનાં ઘરોમાં એટલું જ નહિ સમગ્ર ભારતીય જનસમાજનાં ઘરોમાં–જયારથી **કાળી** આવી ત્યારથી તે ઘરોમાં કલેશ, કુમતિ, આળસ જેવા અવગુણો અને અનેક રોગો ઉત્પન્ન થઇ ગયા.

ભારતીય જનસમાજમાં એક વર્ગ એવો છે જેના બાળકો પીસ્તા

બદામવાળાં દૂધ પણ એઠાં મુકી શકે છે, જ્યારે બીજો વર્ગ એવો છે જે આવો એઠવાડ ભેગો કરી માંડમાંડ પેટ ભરે છે ! પેલો સમાજ એશ આરામમાં રહે છે, બીજો સમાજ ટાઢ તડકામાં ભગવાનને ભરોસે રહે છે ! આવો અન્યાય કેમ ઉત્પન્ન થયો ? જ્યારે બુધ્ધિભ્રષ્ટ થાય ત્યારે જ આવું બને, એના વિના નહિ. યુરોપમાં શા માટે આવો તફાવત નથી? એનું કારણ એ છે કે યુરોપિયનો ખરેખરા અર્થમાં ગાયને માન આપે છે. આપણે તો ગાયને દોહીને પછી તેને ગલીમાં છોડી મુકીએ છીએ. ત્યાં તે બિચારી જ્યાં ત્યાં કચરો કુચો વિષ્ટા ખાતી ભટકે છે.

ભેંસને આવું દુઃખ આપી શકાતું નથી કારણ કે આવું દુઃખ આપીએ તો ભેંસ દૂધ જ ન આપે. વધુ દૂધ મેળવવા માટે તો ભેંસની ખૂબ સેવા કરવી પડે છે. સતત પોતાની નજર સામે જ રાખવી પડે છે. સવાર–સાંજ ગુવાર કપાસિયા ખવરાવવા પડે છે. થોડા ન ચાલે, આખું ઘમેલું ભરીને જોઇએ ! સારામાં સારો અને લીલો ઘાસચારો જોઇએ ! દિવસમાં બેથી ત્રણ વખત નવરાવવી જોઇએ ! બે ત્રણ મહિને અસ્ત્રાથી આખા શરીરની હજામત પણ કરાવવી જોઇએ !! **ગાયમાતા**ની આપણે સેવા કરી નથી શક્તા, **કાળી**ની સેવા પ્રેમથી કરીએ છીએ. સતીની સેવાને બદલે શંખણીની પૂજા જ્યાં થતી હોય ત્યાં અન્યાય ઉત્પન્ન ન થાય તો બીજું શું ઉત્પન્ન થાય ?

માટે બીજા હિન્દુઓ ન કરે તો કંઈ નહિ પણ ગુજરાતના પાટીદાર ભાઇઓ શ્રી કૃષ્ણ ભગવાનનું અનુકરણ કરી એક વ્રત ધારણ કરે કે **અમે ગાયો જ પાળશું અને ગાયોનું જ દુધ પીશું, ભેંસ કે તેના દુધનો ઉપયોગ નહિ કરીએ. ગાયનું દુધ નહિ મળે તો પણ ભેંસના દુધનો તો બિલકુલ ઉપયોગ નહિ કરીએ.** આવું વ્રત પળાશે ત્યારે જ પાટીદાર ભાઇઓમાં ખોટા ઝઘડા બંધ થઈ સાચી શાંતિ આવશે, ગાયના દૂધથી રોગો દુર થશે, રાષ્ટ્રભાવના વધશે અને આખા રાષ્ટ્રની સેવા કરી શકશું. વળી આ વ્રતના પાલનથી ગાયો કસાઈવાડે જતી પણ અટકશે અને એ રીતે ગૌભક્ત મહાત્માઓની પવિત્ર અને ઉત્તમ ભાવના સફળ થશે. એટલું જ નહિ જ્યાં સુધી

[૧૦૬]

ભારતમાંથી ભેંસનું બીજ સંપૂર્ણ નીકળી નહિ જાય અને આખું ભારત ગાયના દૂધનો એક સરખો ઉપયોગ કરતું નહિ થાય ત્યાં સુધી ભારત **સાચું ભારત** બનવું અસંભવિત છે.



[૧૦૭]

# વૈદિક ધર્મના પાયાના સિધ્ધાંતો ગાય

(મુળ લેખક સ્વ : પ્રકાશવીર શાસ્ત્રી (ભુતપુર્વ સંસદ સદસ્ય)ના હિન્દી પુસ્તક ગોહત્યા યા રાષ્ટ્રહત્યા નો સંક્ષેપમાં ભાવાનુવાદ)

**ધેનુ : સદનમ્ રચીણામ્ ! (અથર્વવેદ ૧૧-૧-૩૪ ગાય સંપતિઓનો ભંડાર છે.**

ભારત દેશ આરંભ કાળથી જ ખેતીપ્રધાન દેશ રહયો છે. પ્રાચીન કાળથી જ ભારતીય રાજાઓની ગૌશાળાઓ અસંખ્ય ગાયોથી ભરેલી રહેતી. કૌટિલ્યના અર્થશાસ્ત્રને જોવાથી એની સ્પષ્ટ ખાતરી થાય છે. કે તે વખતે ગાયોની વિધ્વ્ર અને તંદુરસ્તી માટે ખાસ વિભાગ ચલાવવામાં આવતો હતો. યોગીરાજ કૃષ્ણચંદ્રજી મહારાજનું તો બધાથી પવિત્ર નામ **'ગોપાલ'** ગણવામાં આવતું. ગર્ગ સંહિતા ગોલોક ખંડ અધ્યાય-૪માં લખ્યું છે, જે ગોપાલ પાસે પાંચ લાખ ગાયો હોય તે ઉપનંદ અને જેની પાસે નવ લાખ ગાયો હોય તેને નંદ કહેતા. આથી એક વાત સ્પષ્ટ જણાઈ આવે છે કે દ્વાપર યુગ સુધી ભારતમાં અસંખ્ય ગાયો હતી અને શાસકો ગોપાલનમાં જીવંત રસ લેતા હતા. જૈનો પાસે પણ પુષ્કળ ગાયો રહેતી જેનું વર્ણન ઉપાસક દશાંક સુક્તમાં મળે છે. દસ હજાર ગાયોના સમુહને એક વ્રજ અથવા ગોકુળ કહેવામાં આવતું.

ગાયનું એક નામ **'કામધેનુ'** પણ છે. આ નામ અનેક રીતે સાર્થક છે. અને એથી જ સંસારથી વિરકત થઈ સોના ચાંદીના ટુકડાઓને લાત મારીને જંગલમાં વસવાટ કરનાર ઋષિઓએ સર્વસ્વના ત્યાગમાં ગાયનો ત્યાગ કર્યો ન હતો. કારણ કે તેમાં આત્મા ત્યાગ, વાત્સલ્ય, મૃદુતા, સહીષ્ણુતા, ધર્મ, પ્રેમ અને સહાનુભુતિ જેવા જનેતાસુલભ ગુણો રહેલા છે. એથી જ અથર્વવેદમાં પરમાત્માએ કહયું છે કે જે ગાયને પગથી ઠોકર મારે છે અને સુર્ય તરફ મોં કરી સુત્રોત્સર્ગ કરે છે

તે મનુષ્યનું હું મૂળ જ કાપી નાંખું છું. કુરાનની 'સુર એકજ' માં લખ્યું છે : લીલું ઝાડ કાપવાવાળો, મનુષ્યને ખરીદવાવાળો, ગાયને મારવાળો અને બીજાની સ્ત્રી સાથે કુકર્મ કરવાવાળો ખુદાની પાસે માફ નહિ થઈ શકે તૈમુર વંશના બાદશાહો : બાબર, હુમાયુ અને અકબરે પોત પોતાના સમયમાં ગૌવધ પ્રતિબંધનો કડક અમલ કરાવ્યો હતો.

ભારતમાં મુખ્યત્વે ગાય–ભેંસ અને બકરીનું દુધ વપરાય છે બળદનો જે ગાયનું સંતાન છે–ખેતીમાં ઉપયોગ થાય છે, વેદો, ઉપનિષદો, ઐતિહાસિક ગ્રંથો વગેરેમાં ગાયનો જ અધિક મહિમા વર્ણવવામાં આવ્યો છે, ભેંસનો મહિમાં આવતો જ નથી. હા પુરાણના યમરાજાના વાહનના રૂપમાં ભેંસની ચર્ચા જોવા મળે છે. તેથી સંભવ છે કે તેનો અંલકારિક ઉપદેશ એ હોય કે ભેંસ સાથે મૃત્યુનો અતુટ સંબંધ છે. જે ગૃહસ્થોના ઘરોમાં ભેંસ બાંધવામાં આવી ત્યાંથી ગાયો તો ધીરે ધીરે અદૃશ્ય થઈ ગઈ પરંતુ રોગોએ અડ્ડો જમાવ્યો .તે ઘર ધીરે ધીરે પ્રમાદ, આળસ અને માખીઓનો અડ્ડો બની ગયું કારણ કે ગાયના દૂધની તુલનામાં ભેંસનું દુધ નિમ્ન કોટિનું છે. વિટામીન કેરોટીન ભેંસના દૂધમાં નહિંવત છે. જયારે ગાયના દુધમાં પ્રચુર માત્રામાં છે. ગાયનું દૂધ બે કલાકમાં પચી જાય છે. જયારે ભેંસનું દૂધ નવ કલાક પછી પચે છે. આમ ગાયનું દૂધ સુપારપ છે. અને જાતવાન ગાયની સારસંભાળ લેવામાં આવે તો તે ભેંસ કરતાં વિશેષ પ્રમાણમાં દુધ આપે છે.

સ્વાસ્થય વૃધ્ધિ, સંરક્ષણ અને રોગ નિવારણમાં પણ ગાયનું દુધ દુધમાંથી બનેલા પદાર્થો, ગોબર, ગોમુત્ર અને ગાયનો પ્રાણવાયુ પણ આશ્ચર્યજનક, ઔષધસિધ્ધ થયો છે. વંધ્યત્વ, વાઇ, ગાંડપણ અને સંગ્રહણી જેવા ભયંકર રોગો માટે ગાયનું દુધ અને ઘી રામબાણ છે. અર્થર્વવેદમાં લખ્યું છે. "સૂર્યોદય થતાંજ તારો હદયદાહ અને પાંડુરોગ દુર થઈ જાય લાલ રંગની ગાયથી અમે તને ઘેરી રાખીએ છીએ" (૧–૨૨–૧) સ્થુળતા અને કૃશતાને દુર કરવામાં ગાયનું દૂધ ખુબજ ગુણકારી છે. આયુર્વેદના તમામ ગ્રંથોમાં ગાયના ઘી, દૂધ, દહીંના પુષ્કળ ગુણો વર્ણવ્યા છે.

[૧૦૯]

ગોમુત્ર અને ગાયનું છાણુ રોગ નિવારક ઔષધો છે ઈટાલીના વૈજ્ઞાનિક પ્રો. જી. ઈ. બીગેડેએ સિધ્ધ કર્યું છે કે તાજા ગાયના છાણુથી તાવ અને મેલેરિયાના જંતુઓ મરી જાય છે. ચરક સંહિતામાં લખ્યું છે કે, ગોમૂત્રના સેવનથી કુમિરોગ, કુષ્ટરોગ, દાદર, અને બરોળના રોગ દુર થાય છે.

ગાય આવું અમુલ્ય અને ઉપકારી પશુ હોવાથી જ ભારતમાં ગોધનને સર્વોતમ ધન માનવામાં આવતું બ્રાહ્મણની સૌથી મોટી દક્ષિણા 'ગાય જ ગણાતી' આથી જ માનવ જીવનનાં આધાર રૂપ આ પવિત્ર પ્રાણીના વધનો તિવ્ર નિષેધ આપણા ધર્મશાસ્રો અને મહાપુરૂષો દ્વારા કરવામાં આવ્યો છે અથર્વવેદમાં કહ્યું છે. 'ગાય પરોપકારી અને વધ ન કરવા યોગ્ય છે. તેનો વધ ન કરો સ્વામી દયાનંદ સરસ્વતી મહારાજે તો ગોહત્યાને મોટામાં મોટું મહા પાપ ગણ્યુ છે. તેમણે પશુવધ અટકાવવા ગોકરૂણાનિધિ નામનું પુસ્તક પણ લખ્યું છે ગાંધીજીએ લખ્યું છે કે, દેશની સુખસમૃધ્ધિ ગાયની સાથે જોડાયેલી છે. મને ગોરક્ષા બહુજ પ્રિય છે."

આવા ગુણોથી સભર એવી ગાયોની ઉપેક્ષા આપણા રાષ્ટ્રમાં ન થાય તે પ્રત્યેક નાગરિકે જોવું જોઇએ આપણે ગોપાલન અને ગોસંવર્ધનમાં લાગી જવું જોઇએ ગાય આપણી સંસ્કૃતિનું ચિહ્નન છે. રાષ્ટ્રીય જીવનની સંરક્ષક ગાયની રક્ષામાં જ રાષ્ટ્રની રક્ષા સમાયેલી છે.

ગાય એ માનવજાત માટે અનિવાર્ય પશુ છે. એનો કોઇ વિકલ્પ નથી. એ વાતની પ્રતિતી કરાવતો 'શીલ સમાજ અને સંસ્કૃતિ'ની કટારમાં લેખક શ્રી મનુભાઇ પંચોલી દર્શકનો લેખ ઋણ સ્વીકાર સાથે ટુંકાવીને લખું છું.

"માંજરી પાસે એક ઘોડા ઉછેર કેન્દ્ર છે. શરતના ઘોડા ઉછેરનારી કોઈક મંડળી વર્ષોથી ચલાવે છે. તેમના ઘોડા શરતોમાં આગળ જ રહે એમાં એમને દેખાયું કે ઘોડાઓ શરતમાં પાછળ પડતા જાય છે શરતના ઘોડા ઉછેરવા તે ખરચાળ પણ ઘણુ અને કમાણી પણ ઘણી એટલે વહીવટ કરવાવાળાઓએ ઝીણવટથી તપાસ કરી પણ કાંઇ કારણ જડયું નહિ.

ઘોડા શરતમાં આગળ આવતા બંધ થતા ગયા એટલી વાત રહી. પરદેશથી નિષ્ણાંતોને બોલાવ્યા તેમણે વૈજ્ઞાનિક ઢબે બધું તપાસ્યું પણ તેમાં કાંઇ દેખાયું નહિ. બધું તોલ–માપથી બરાબર ચાલતું હતું.

નિરાશ થઇને બહાર નિકળતા હતા ત્યાં દરવાજા પાસે તબેલો જોયો તેમાં ભેંસ જોઇને કહે "આ કયું પ્રાણી છે ?"

જવાબ મળ્યો "ભેંસો છે અને આ ઉછેરતા ઘોડાને તેનું દૂધ પાવા રાખેલ છે."

પેલા નિષ્ણાતો નીચે ઉતરી ગયા. તેમને તો ભેંસનો ખ્યાલ ન હતો પાછા જઇ દૂધ તપાસ્યું પહેલાં ગાયોનુ દૂધ અપાતું હતુ તે પણ જાણ્યું. તરત કહી દીધું કે "ગાયનું દૂધ પાવાનું શરૂ કરો. બીજુ કાંઇ કરવાની જરૂર નથી. ગાયના દૂધ પર ઉછેરવાનું શરૂ કર્યું. અને ઘોડા પાછા શરતમાં આગળ આવવા માંડયા

"જન્મભુમિ" તા. ૨૨–૬–૧૯૬૫

વર્તમાનકાળમાં ગાયની ઉપયોગિતા વિશે વધુ સંશોધનો થયાં છે.

(૧) રશિયન વૈજ્ઞાનિક મિ. શિરોમિયના સફળ પ્રયોગો પછી ગાય વિષે નીચેની હકીકતો જાણવા મળી છે.

— ગાયના દૂધમાં એટમિક રેડિએશનથી રક્ષણ મેળવવાની ખુબજ ક્ષમતા રહેલી છે.

— જે ઘરોમાં ભોયતળિયાં ગાયના છાણથી લીપેલાં હોય છે તેમને એટમીક રેડિએશનથી સંપૂર્ણ રક્ષણ મળે છે.

— ગાયના ઘીને અગ્નિમાં હોમવામાં આવે તો તેનો ધુમાડો એટમીક રેડિએશનની અસર ઘણે અંશે ઓછી કરી નાખે છે.

(૨) ગાય પાળવાથી મનુષ્યની ઉંમર વધે છે. મનુષ્યના શ્વાસના ક્ષય બેકટેરિયા ગાયના શ્વાસથી નાશ પામે છે.

(૩) ગાયનું છાણ અને ગોમૂત્ર પાણીના પ્રદુષિત બેકટેરિયાનો નાશ કરે છે.

(૪) ગાયના છાણનું ખાતર ભુમિને અનઉપજાઉ થતાં રોકે છે. જ્યારે રાસાયણિક ખાતરોનો વિવેકહીન ઉપયોગ ફળદ્રુપ ભુમિને પણ નકામી બનાવી દે છે.

(૫) બળતણ તરીકે લાકડું વપરાય તેનો વિકલ્પ ગોબર ગેસ છે.

(૬) ગોમૂત્ર પીવાથી અથવા સુંઘવાથી બીટા તરંગો બળવાન બને છે અને મગજમાં પ્રાણવાયુની અછત દુર થાય છે.

(૭) ઘરના પર્યાવરણને માટે ગાયને છાણથી વધુ કોઇ ઉત્તમ વસ્તુ હજી સુધી ઉપલબ્ધ થઈ નથી.

એકવાર સત્યની પ્રાપ્તિ થાય પછી જુની માન્યતાઓ અને પૂર્વગ્રહોને તત્કાલ છોડીને સત્યનું ગ્રહણ કરવા કટિબધ્ધ થવું જોઈએ આપણે સૌએ ગોપાલન અને ગોરસનો ઉપયોગ કરવાનું વ્રત વિના વિલંબે લેવું જોઈએ આચરણ વગરનું જ્ઞાન અર્થહીન છે.



[૧૧૨]

# યજ્ઞ

યજ્ઞ શબ્દ યજ્ઞ ધાતુમાંથી બન્યો છે. જેનો અર્થ થાય છે. : દેવપૂજા, સંગતિકરણ અને દાન, દેવપૂજા એટલે વિદ્યા, બળ અને ઉમરમાં મોટા હોય તેવા દેવપુરૂષોનો આદર સત્કાર કરવો. સંગતિકરણ એટલે સમોવડિયા સાથેનો સૌહાર્દપૂર્ણ-મૈત્રીપૂર્ણ વ્યવહાર અને દાન એટલે વિદ્યા, બળ તથા ઉમરમાં નાના હોય તેને યથા યોગ્ય વિદ્યા, રક્ષા તથા ધનનું દાન કરવું.

સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી મહારાજે 'યજ્ઞ' તેને કહયો છે જેમાં 'વિદ્વાનોનો સત્કાર, યથાયોગ્ય શિલ્પ અર્થાત્ રસાયન જેમ કે પદાર્થવિદ્યા, તેનો ઉપયોગ અને વિદ્યાદિ શુભ ગુણોનાં દાન, અગ્નિહોત્રાદિ કે જેનાથી વાયુ, વૃષ્ટિ, જલ, ઔષધિની પવિત્રતા કરી સર્વ જીવોને સુખ પહોંચાડવાનું છે' તે આવે છે.

યજ્ઞની આ ભાવના વૈદિક ઋષિમુનિઓએ 'પંચમહાયજ્ઞ'માં આવરી લીધી છે. આ પંચ મહાયજ્ઞ છે : (૧) બ્રહ્મયજ્ઞ (૨) દેવયજ્ઞ (૩) પિતૃયજ્ઞ (૪) બૈશ્વદેવયજ્ઞ અને (૫) અતિથિ યજ્ઞ

(૧) **બ્રહ્મ યજ્ઞ** : જેમાં સંધ્યોપાસના—યોગાભ્યાસ એટલે ઈશ્વરસ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અને ભણવું ભણાવવું આવે છે. બ્રહ્મયજ્ઞ કરવાથી વિદ્યા, શિક્ષણ, ધર્મ અને સભ્યતા આદિ ગુણોની પ્રાપ્તિ થાય છે.

(૨) **દેવયજ્ઞ** : જેમાં અગ્નિહોત્રથી લઈ અશ્વમેધ પર્યંત યજ્ઞ, વિદ્યાનોનો સંગ અને સેવા, પવિત્રતા અને દિવ્ય ગુણોનું ધારણ કરવું વિદ્વાની વૃધ્ધિ અને દાન આવે છે. દેવયજ્ઞ એટલે અગ્નિહોત્ર કરવાથી વાયુ, વૃષ્ટિ અને જળની શુધ્ધિ થાય છે તેથી નિયમ પ્રમાણે વૃષ્ટિ થાય છે. જગતમાં પવિત્ર હવા ફેલાય છે અને લોકો નીરોગી થઇ ધર્મ અર્થ, કામ અને મોક્ષના સાધનોનું બરાબર અનુષ્ઠાન કરી શકે છે.

(૩) **પિતૃયજ્ઞ :** એટલે વિદ્વાન, ઋષિ, અધ્યાપક, માતાપિતા આદિ વડીલોની સેવા–આદરસત્કાર કરવો. પિતૃયજ્ઞ કરવાથી માતાપિતા જ્ઞાનીમહાત્મા સંતુષ્ઠ થઈ ઉત્તમ જ્ઞાન આપે છે તેથી જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે. જેથી સત્યાસત્યનો વિચાર કરી સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ થઇ શકે છે. બીજું ફળ એ છે કે માતા પિતા અને આચાર્યે જે ઉપકાર કર્યો છે તેનો બદલો વળવાથી કૃતજ્ઞતા સિધ્ધ થાય છે.

(૪) **વૈશ્વદેવ યજ્ઞ :** એટલે રસોડામાં જે ભોજન રંધાયું હોય તેમાંથી પાકાગ્નિમાં હોમવું, બલિદાન કરવું એટલે સર્વ દિશા અને જેની મદદથી ભોજન બન્યું હોય તેનો ભાગ અલગ કાઢી અતિથિને અથવા અગ્નિને આપવો તે, અને દુઃખી, ભુખ્યાં માણસો, પશુ, પક્ષી, કીટકોને આપવું. બલિવૈશ્વદેવ યજ્ઞ કરવાથી રસોડાની હવા શુધ્ધ થાય છે, માંદા, પતિતો, અને પાળેલાં જાનવરો તરફનું કર્તવ્ય પળાય છે અને અસંખ્ય જંતુઓની હિંસાનું પ્રાયશ્ચિત થાય છે.

(૫) **અતિથિ યજ્ઞ :** એટલે જેની આવવાની કોઇ તિથિ ન હોય તેવા વિદ્વાન, યોગી, સંન્યાસી, આપ્તજન જેવા અતિથિનો આદર સત્કાર કરવો. અતિથિ યજ્ઞ કરવાથી સત્ય ઉપદેશ મળે છે, પાખંડની નિવૃતિ થાય છે. ગૃહસ્થોને સહેલાઇથી વિજ્ઞાન અને ધાર્મિક અતિથિના આગમન વિના સંદેહની નિવૃતિ થતી નથી સંદેહની નિવૃતિ વિના દ્દઢ નિશ્ચય થતો નથી અને દૃઢ નિશ્ચય વિનો સુખની આશા રાખી શકાતી નથી.

આ પાંચ યજ્ઞો દ્વારા સંસાર ચાલે છે એટલે કે ઇશ્વરનું વ્યવસ્થા તંત્ર સંવાદિતાથી ચાલે છે. આમાંથી એક પણ યજ્ઞનું જો પાલન ન થાય તો આ વ્યવસ્થા તંત્રની સંવાદિતા ખોરવાઇ જાય છે. અને સંસારમાં ગેરવ્યવસ્થા જન્મે છે, પરિણામે મનુષ્ય દુઃખી થાય છે.

આ વ્યવસ્થા તંત્રમાં પ્રકૃતિનું એટલે કે કુદરતનું વ્યવસ્થા તંત્ર અને જીવોનું વ્યવસ્થા તંત્ર એમ બે વ્યવસ્થા તંત્ર આવે છે. આ બંને

વ્યવસ્થા તંત્રો જીવોની સુખાકારી માટે છે અને એક બીજા સાથે સંબંધ ધરાવે છે. એકની સંવાદિતાનો ભંગ બીજાની સંવાદિતાને તોડે છે.

દરરોજ સૂર્ય ઊગવો-આથમવો, હવા, લહેરાવી, ગરમી-ઠંડી નિયમિત પડવી, વર્ષાની વૃષ્ટિ થવી, અનાજ-ઔષધિઓ પેદા થવી વગેરે કુદરતના વ્યવસ્થા તંત્રમાં આવે છે જેને પર્યાવરણ પણ કહે છે. જે મનુષ્ય સુખાકારી માટે પાયાની જરૂરિયાત છે. પર્યાવરણમાં ગેરવ્યવસ્થા પેદા થતાં જીવોના વ્યવસ્થા તંત્રમાં પણ ગેરવ્યવસ્થા ઊભી થાય છે પરિણામે જીવ માત્રને દુઃખ સહન કરવું પડે છે. આમ પર્યાવરણ શુદ્ધિ જીવમાત્રના સુખ માટે અતિ આવશ્યક છે.

મનુષ્યોનાં અનેક કર્મોથી પર્યાવરણ અશુદ્ધ થતું હોય છે. જેને કારણે રોગો અને બીજાં દુઃખો ઉત્પન્ન થાય છે. તેથી પર્યાવરણને શુદ્ધ કરતાં કર્મો પણ સાથે સાથે મનુષ્યે કરતાં રહેવું જોઇએ. આવું એક કર્મ **'દરરોજ અગ્નિહોત્ર (હવન) કરવો'** એ છે. તેથી પંચમહાયજ્ઞમાં અગ્નિહોત્રને પ્રાધન્ય આપવામાં આવે છે. વેદોમાં તેને **દૈનિક કર્મ** ગણ્યું છે જેનાથી સર્વે જીવોનું કલ્યાણ થાય છે. તેથી સામાન્ય અર્થમાં તેને 'યજ્ઞ' નામથી ઓળખવામાં આવે છે.

યજ્ઞથી હવા શુદ્ધ થાય છે, હવા શુદ્ધ થવાથી વૃષ્ટિ (વરસાદ) શુદ્ધ થાય છે, શુદ્ધ જલની વૃષ્ટિ થતાં અનાજ અને ઔષધ શુદ્ધ થાય છે. વળી યજ્ઞથી અનેક પ્રકારનાં હવામાં રહેલાં કીટાણુઓનો નાશ થાય છે. તેથી તેનાથી થતા રોગોથી બચી જવાય છે.

આજના પશ્ચિમી જ્ઞાનની પ્રાધાન્યતાવાળા વૈજ્ઞાનિક યુગમાં પણ પર્યાવરણ શુદ્ધિ માટે યજ્ઞની મહત્તા હવે સ્વીકારવામાં આવે છે. કારણ કે યજ્ઞ દ્વારા પર્યાવરણ શુદ્ધિ બિલકુલ વૈજ્ઞાનિક છે. અને તેનાથી ખરાબ આડ અસરો બિલકુલ ઉત્પન્ન થતી નથી. યુરોપિયનોને પણ આ મહતા હવે સમજાવા લાગી છે.

વેદો અને ઉપનિષદો જેવાં શાસ્ત્રોમાં 'યજ્ઞ' ઉપર ખૂબ ભાર મુકવામાં આવ્યો છે. યજ્ઞનું મહત્વ દર્શાવતા અનેક શ્લોકો વેદોમાં જોવા મળે છે, જુઓ :

ઋગ્વેદ : ૧૦-૯૮-૧૧ : "હે યજ્ઞના અગ્નિ ! તું પ્રતિકુળ પરિ-સ્થિતિ, રોગ અને વિનાશક તત્વોને દૂર કર અને અમારી રક્ષા કર. આ પાર્થિવ સમુદ્રથી પણ મોટા એવા અંતરિક્ષમાં રહેલા દરિયામાંથી અમારે માટે જલને મોકલ"

ઋગ્વેદ : ૯-૪૯-૩ : "યજ્ઞમાં અત્યંત ગતિ અને તેજ ઉત્પન્ન કરે છે તે ઘીની ધારાઓ યજ્ઞમાં હોમીને અગ્નિને તૃપ્ત કરો, તેથી આ અગ્નિમાં હોમાયેલા ઘીની ધારાઓ તમારે માટે વરસાદને મોકલે"

**યજુર્વેદ : ૩-૪૯ :** "જ્યારે લોકો યજ્ઞમાં સુગંધયુક્ત પદાર્થો અને બીજા પદાર્થો અગ્નિમાં હોમે છે ત્યારે તે પદાર્થો ઉપર જઈ જળ અને વાયુને શુધ્ધ કરે છે અને ફરી પાછા વર્ષા રૂપે પડે છે. જેથી જળાદિ પદાર્થો શુધ્ધ થઇ સુખ અને પરાક્રમ પ્રાપ્ત કરાવે છે."

**સામવેદ : ૧-૧૧ :** "અગ્નિમાં અન્ન-જળ વગેરે ઔષધિઓનો હોમ કરવો જોઇએ જેથી બળવૃધ્ધિ થાય, સાથે સાથે વેદમંત્રો દ્વારા અગ્નિનું વર્ણન પણ કરવું જોઇએ જેથી કરીને અગ્નિના ગુણો જાણીને રોગાદિથી બચવાનુ જ્ઞાન મળે. જે લોકો અગ્નિના ગુણ નથી જાણતા તેમજ વેદવિધિપૂર્વક અગ્નિનો ઉપયોગ નથી કરતા તેવા વેદ વિરુધ્ધ અધર્મ આચરણ કરવાવાળા પાપી લોકો અનેક પ્રકારના રોગો અને ભયથી પીડાય છે. માટે અગ્નિના ગુણો જાણીને યજ્ઞ વગેરે કર્મ કરીને રોગ નિવૃતિ તથા યુધ્ધમાં અગ્નિનો ઉપયોગ કરી શત્રુઓને દૂર કરવા જોઇએ."

**અથર્વવેદ : ૫-૧૨-૧/૨ :** "યજ્ઞથી જ્વર (તાવ) દુર થાય છે. અગ્નિ, સમિધા અને હવન સામગ્રી જ્વરને દૂર કરે છે. જ્વર મનુષ્યને નિસ્તેજ બનાવે છે. તેને (જ્વરને) અગ્નિ તપાવીને નિર્વીર્ય બનાવે છે. આવી રીતે યજ્ઞથી જ્વર દૂર થાય છે"

**અથર્વવેદ : ૩-૧૧-૨ :** "જે બીમાર માણસની જીવનની આશા છોડી દીધી હોય તેવા રોગીને અગ્નિહોત્ર (હવન) વડે ફરીથી સંપૂર્ણ નિરોગી કરી ૧૦૦ વર્ષ જીવાડું છું."

**અથર્વવેદ : ૬-૫-૧થી૩ :** " જેના ઘરમાં હવન થાય છે તેની દરેક પ્રકારની ઉન્નતિ થાય છે. દરરોજ તેને સુખ અને સંપતિ પ્રાપ્ત થાય છે. એટલે હમેશાં હવન કરવો લાભકારી છે. હવનથી આરોગ્ય, બળ, દીર્ઘાયુ પ્રાપ્ત થઇને ધન, યશ અને બીજા બધા જ પ્રકારના અભ્યુદય અને નિશ્રેયસ પણ પ્રાપ્ત થાય છે."

**અથર્વવેદ : ૯-૧૦-૧૪ :** "યજ્ઞ (સત્કર્મ) જ સંપૂર્ણ સંસારને ધારણ કરનાર નાભિસ્થાન છે."

ગીતામાં પણ યજ્ઞની મહતા દર્શાવવામાં આવી છે. શ્રી કૃષ્ણ ભગવાન વેદની ઉપરોક્ત વાતો બરાબર જાણતા હતા. તેથી જ તેમણે ગીતામાં યજ્ઞની મહતા ગાઈ છે. તેઓ નવમા અધ્યાયના વીસમા શ્લોકમાં કહે છે : "ત્રણ વેદ જાણનાર તથા સોમ પીનાર નિષ્પાપ મનુષ્યો યજ્ઞ વડે મને પૂજી સ્વર્ગ પ્રાપ્તિ ઈચ્છે છે. તેઓ પૂણ્યના ફળરૂપ ઈન્દ્ર લોકોને પામી સ્વર્ગના દેવતઓના પ્રિય ભોગોને ભોગવે છે."

વળી ત્રીજા અધ્યાયમાં તો તેમણે યજ્ઞથી થતા અનેક જાતના ફાયદાઓ બતાવતા લગાતાર સાત શ્લોક કહયા છે, જુઓ :

**શ્લોક : ૯ :** "હે કૌન્તેય ! યજ્ઞ માટેના કર્મ સિવાય બીજા કર્મમાં આ લોક કર્મરૂપી બંધનવાળા થાય છે. માટે હે અર્જુન ! ફલાસક્તિ ત્યજીને તું યજ્ઞ માટે કર્મ કર"

**શ્લોક-૧૦ :** " પૂર્વે યજ્ઞ સહિત પ્રજાઓને સર્જીને બ્રહ્માએ કહયું : 'આ યજ્ઞ વડે તમે વૃદ્ધિ પામો, એ તમારી ઈચ્છીત કામનાઓ પૂર્ણ કરનાર થાય"

**શ્લોક-૧૧ :** "આ યજ્ઞ વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમને સંતુષ્ટ કરે. પરસ્પર સંતુષ્ટ કરતાં તમે પરમ કલ્યાણ પામશો."

**શ્લોક-૧૨ :** " કેમ કે યજ્ઞ વડે સંતુષ્ટ થયેલા દેવો તમને ઈચ્છીત ભોગો આપશે, (પરંતુ) તેમણે આપેલા (ભોગો) તેમને નહિ આપી જે (પોતે જ) ભોગવે છે તે ચોર છે."

**શ્લોક-૧૩** : "યજ્ઞથી વધેલું જમનારા સત્પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે, પરંતુ જે પાપીઓ પોતાના કારણે રાંધે છે તેઓ પાપ જ ખાય છે."

**શ્લોક-૧૪** : "અન્નથી પ્રાણીઓ થાય છે, વરસાદથી અન્ન થાય છે, યજ્ઞથી વરસાદ થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે."

**શ્લોક-૧૫** : "કર્મને વેદથી ઉપજેલું જાણ, વેદ પરમાત્માથી ઉત્પન્ન થયેલ છે, માટે સર્વ વ્યાપક પરમાત્મા યજ્ઞમાં નિત્ય રહેલો છે."

પછી છેવટના ૧૬મા શ્લોકમાં શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે: "હે પાર્થ ! આમ આ લોકમાં પ્રવર્તેલા ચક્રને જે અનુસરતો નથી તે પાપી જીવનવાળો તથા ઇન્દ્રિય લંપટ હોઈ વ્યર્થ જીવે છે."

આમ વેદ અને ગીતામાં યજ્ઞના અનેક ફાયદાઓ બતાવવામાં આવ્યા છે. કૃષ્ણ ભગવાન તો કહે છે કે 'યજ્ઞમાં સર્વવ્યાપક પરમાત્માનો વાસ છે.' માટે મનુષ્યે પરમાત્માને પ્રાપ્ત કરવા માટે યજ્ઞ અવશ્ય કરતા રહેવું જોઇએ. દરરોજ પંચમહાયજ્ઞ ન થઈ શકે તો પણ **અગ્નિહોત્ર** (હવન) તો દરરોજ અવશ્ય કરવો જોઇએ. કુદરતના વ્યવસ્થા તંત્ર માટે તે અતિ આવશ્યક છે.

ઘણાના મનમાં એક સંશય ઉત્પન્ન થાય છે કે "હવન ન કરવાથી શું પાપ લાગે ?" આ સંશયનો જવાબ મહર્ષિ દયાનંદ સરસ્વતિએ બહુ સરસ આપ્યો છે, તેઓ કહે છે : "હા, જે મનુષ્યના શરીરમાંથી જેટલી દુર્ગંધ નીકળી વાયુ અને જળને બગાડી રોગની ઉત્પત્તિમાં નિમિત થઈ પ્રાણીઓને કષ્ટદાયક થઈ પડે છે તેટલું પાપ તે મનુષ્યને લાગે છે. માટે તે પાપના વિનાશને માટે તેટલી અથવા તેનાથી વધારે સુગંધ વાયુ અને જળમાં ફેલાવવી જોઇએ. ખવરાવવા પીવરાવવામાં એક માણસને સુખ થાય છે. જેટલું ઘી અથવા ઉત્તમ દ્રવ્ય મનુષ્ય ખાય છે તેટલા જ ઘી અથવા દ્રવ્યને અગ્નિમાં હોમવાથી લાખો માણસોનો ઉપકાર થાય છે. હા, જો મનુષ્ય ઘી આદિ ઉત્તમ પદાર્થો ન ખાય તો શરીર અને આત્માની ઉન્નતિ થઈ શકે નહિ, માટે ખવરાવવું પીવરાવવું પણ જોઇએ,

[૧૧૮]

પરંતુ તેથી હવનનો અનાદર કરવો તે યોગ્ય નથી. માટે હોમ અવશ્ય કરવો જોઇએ. જ્યાં સુધી આર્યાવર્તમાં હોમનો પ્રચાર રહયો ત્યાં સુધી દેશ રોગોથી દૂર અને સુખોથી પૂર્ણ હતો. હાલમાં પણ જો યજ્ઞોનો પ્રચાર થાય તો દેશ તેવો જ થઈ જાય."

યજ્ઞનો પ્રચાર અને પ્રસાર કરીએ. આપણું એમાં જ કલ્યાણ છે.

(–સંકલિત)



[૧૧૯]

# જનોઇ (યજ્ઞોપવિત)

લેખક : દિલીપ વેલાણી

દરેક વ્યક્તિનું મૂળ લક્ષ સુખ, શાંતિ અને આનંદ પ્રાપ્તિનું હોય છે. તે લક્ષની પ્રાપ્તિ ત્યારે જ થાય જ્યારે વ્યક્તિ મન, વચન અને કર્મથી લક્ષ પ્રાપ્તિ માટે વ્રત–સંકલ્પ તથા દીક્ષા ધારણ કરે. કોઈ પણ કામનાની સિધ્ધિ દૃઢ સંકલ્પ–અડગ વ્રત વગર થતી નથી. આ શાશ્વત સત્યનું ભાન આપણા વડવાઓ, ગુરુઓ અને ઋષિઓને હતું. તેથી જ જ્યારે બાળક તેની ઉન્નતિનો પ્રારંભ કરતો વિદ્યા પ્રાપ્તિ અર્થે ગુરુકુળમાં જતો ત્યારે તેને સત્ય, અહિંસા, અસ્તેય જેવાં મૂળભૂત વ્રતો ધારણ કરવાં પડતાં. આ વ્રતો તેને સતત યાદ રહે તેની નિશાની રૂપે ત્રણ તારવાળી સુતરની જનોઈ આપવામાં આવતી.

## જનોઇનું મહત્વ :–

દરેક વ્યક્તિને અપયશનો ભય તેને ધર્મપંથ–કર્તવ્યપંથ–સત્યપંથ પર આરુઢ રાખે છે. સમાજ વચ્ચે ધારણ કરાયેલાં વ્રતો–સંકલ્પો વ્યક્તિ અપયશના ભયને કારણે તોડી શકતો નથી. અને તેથી જ તે અનાયાસ ઉન્નિતિપંથ પર અવિરત ગતિ કરતો રહે છે. સામાજિક ફિટકારનો ભય તેને સતત્ આવાં વ્રત–સંકલ્પોને તોડતાં અટકાવે છે. આ મનોવૈજ્ઞાનિક તથ્યને પાયામાં રાખીને જનોઈ પ્રથા આર્ય ઋષિઓએ વૈદિક યુગથી દાખલ કરી હતી. રામાયણ તથા મહાભારત કાળ પહેલાં પણ સૌ ઉન્નતિ ઇચ્છુક વ્યક્તિ વિધિવત્ જનોઈ ધારણ કરતો તેવાં ઐતિહાસિક પ્રમાણો છે. અર્થાત્ ઐતિહાસિક દૃષ્ટિએ જનોઈ વ્યક્તિના વ્રત દર્શક વ્રતસૂત્ર તરીકે પહેરાતી આવી છે. આ રીતે જોતાં જનોઈ મનોવૈજ્ઞાનિક દ્રષ્ટિએ ઉન્નતિ કરવાનું ઉત્તમ સરળ સાધન છે.

જનોઈ ધારણ કરવી એટલે ઉત્તમ વ્રત–સંકલ્પો પરિવારસમાજ વચ્ચે ધારણ કરવા. જો જનોઈ ધારણ કરેલ ન હોય તો એવાં કોઈ વ્રત–સંકલ્પો

ધારણ કરેલા નથી એમ સમજવામાં આવે છે. અને જો વ્યક્તિએ આવાં વ્રતો ખાનગી રીતે ધારણ કર્યાં હોય તો તેના પાલનમાં સમાજનો ભય કારગત નીવડતો નથી. આથી તેવી વ્યક્તિ પોતાના કર્તવ્ય પાલનમાં દુર્લક્ષ સેવશે. જો જનોઈ ધારણ કરી હશે તો આવી હિંમત કરશે નહિ.

આમ જનોઈ ધારણ કરવી એ એવી લક્ષ્મણ રેખા છે જેનાથી બહાર જઈ મનુષ્ય અનુચિત કર્મ કરી શકતો નથી. તે એવી એક સાંકળ છે જેના વડે મનુષ્ય સ્વેચ્છાએ પોતાનામાં રહેલા દુર્ગુણો, દુર્વ્યસનો અને દુરાચારોને બાંધીને અવિરત ઉન્નતિ કરતો જાય છે.

સમાજમાં જેમ ન્યાયધીશને કાળો ઝભ્ભો પહેરવો, પોલીસને તેનું યુનીફોર્મ પહેરવો કે વિદ્યાર્થીને તેનો ગણવેશ પહેરવો તે જે તે સંસ્થા સાથે સંબંધ ધરાવનાર માટે સંસ્થાકીય નિયમ છે તેમ સમાજમાં રહેતી વ્યકિતને જનોઈ પહેરવી તે સામાજિક નિયમ છે. જેવી રીતે ભદ્ર સમાજમાં વસ્ત્રો પહેરવાં અનિવાર્ય છે તેમ શ્રેષ્ઠ સમાજ (આર્યસમાજ)માં જનોઈ ધારણ કરવી અનિવાર્ય છે. કારણ કે પ્રત્યેક શ્રેષ્ઠ કર્મનો સામાજિક દૃષ્ટિએ હકદાર ફક્ત જનોઈધારી જ છે. અને તેથી જ શ્રેષ્ઠતમ કર્મ યજ્ઞ પણ તે જ વ્યકિત કરી શકે છે જે જનોઈધારી હોય. તેથી જનોઈને યજ્ઞોપવિત પણ કહેવામાં આવે છે. પરમાત્માની કૃપાથી હજુ પણ પૌરાણિક પંડિતો યજ્ઞ સમયે યા લગ્ન સંસ્કાર વખતે મર્યાદિત સમય માટે પણ યજમાનને જનોઈ તો પહેરાવડાવે છે જે 'સાપ ગયા લીસોટા રહયા' જેવી વાત છે.

જનોઈ એ વ્રતચિન્હ છે. વ્રત સ્મરણ માટે એવું ચિન્હ હોવું જોઈએ જે સરળ, સાદું, સહેલાઈથી બનાવી શકાય તેવું–સહેલાઇથી ઉપલબ્ધ તથા ભાવનાઓથી ભરપૂર–ભાવવાહી હોવું જોઇએ. તો જ તે આદર્શ બને. જનોઈમાં આદર્શ ચિન્હો માટેના આ ગુણોને તપાસીએ.

સુતરના ત્રણ તાંતણામાંથી બનતી જનોઈ સરળતમ છે. તેને બનાવવી સહેલી છે. ન્યૂનતમ ખર્ચવાળી છે. પહેરવામાં પણ અતિ સરળ છે. વજન નહિવત્ છે છતાં દૈનિક જીવનમાં વ્રતોનું સ્મરણ કરાવે તેવા સ્થાનમાં

રહેલી છે. જીવનમાં વ્યવહારોમાં વ્યવધાન રૂપ પણ નથી થતી. સહેલા-ઈથી બની શકે છે. તેથી સહેલાઇથી ઉપલબ્ધ પણ છે. તેનામાં રહેલી ભાવના એટલી તો ઉત્તમ છે કે હજુ સુધી વિશ્વના કોઇ પણ અન્ય ચિન્હ પાછળ આટલી ઊંડી તથા ગુઢ ભાવના સમાયેલી નથી.

જેવી રીતે ત્રણ રંગવાળા રાષ્ટ્ર ધ્વજનું આર્થિક મૂલ્ય કશુંય નથી છતાં તેની મર્યાદા એટલી બધી છે કે તેના માટે હજારો-લાખો સૈનિકો પોતાની જાનની પરવાહ કર્યા વિના તેની રક્ષા કરે છે. તેવી જ રીતે ત્રણ સુતરના તાંતણાવાળી જનોઇનું આર્થિક મૂલ્ય કશુંય નથી છતાં તેની મર્યાદા-વિશેષતા-મહતા એટલી બધી છે કે ઇતિહાસમાં હજારો-લાખો લોકોએ તેની રક્ષા કાજે પોતાના જાન ન્યોછાવર કરેલ છે. કારણ કે તે વૈદિક ભારતીય આર્ય સંસ્કૃતિનું સંસ્કૃતિ ચિન્હ સ્વીકારાયેલું છે.

આમ જનોઇ પરાપૂર્વથી (વૈદિક કાળથી) ચાલી આવતી સામાજિક સુપ્રથા છે. જનોઇ મનુષ્યને મનોવૈજ્ઞાનિક રીતે ઉન્નતિ કરવા પ્રેરણા આપતું ઉત્તમ સાધન છે. જનોઇ કરેલા સંકલ્પો અને જાહેર કરાયેલા વ્રતોની નિશાની અર્થાત્ વ્રતસૂત્ર છે. જનોઇ શ્રેષ્ઠકર્મ (યજ્ઞ) કરવા માટેનું લાયકાત સૂત્ર છે. તે ત્રણ મહાન ત્રઠણની યાદ દેવાવાળું સ્મૃતિ સૂત્ર છે. જીવનની ત્રિમુખી ઉન્નતિ માટે ક્રિયાત્મક ઉપાય દર્શાવતું ક્રિયાત્મકસૂત્ર છે. જીવનના સદ્ગુણો વધારતું પ્રેમસૂત્ર છે. ઉત્તમ મનુષ્યો વચ્ચે ભાઇચારો, મૈત્રી તથા પ્રેમ વધારનારું એકતાસુત્ર છે. તે ત્રણ મૂળભૂત તત્વો : ત્રણ ગુણ, ત્રણ દુર્ગુણ, ત્રણ વ્યસનો, ત્રણ સમ્પતિ, ત્રણ યાજ્ઞિક ભાવના, ત્રણ દેવ, ત્રણ લક્ષણ, ત્રણ આવશ્યકતાઓ, ત્રણ બંધનો, ત્રણ દુઃખો, ત્રણ શત્રુઓ, ત્રણ લોક, ત્રણ દોષ, ત્રણ સ્વભાવ, ત્રણ કાળ, તથા ત્રણ મુળરંગ દર્શાવતું ત્રિતાર સૂત્ર છે.

**જનોઇના ત્રણ તારનું રહસ્ય :-**

બાળક જયારે પાંચ/આઠ કે દસ વરસે ગુરૂ પાસે ગુરૂકુળમાં વિદ્યા-ભ્યાસાર્થે જતો ત્યારે ગુરૂ તેને ઉપનયન સંસ્કાર કરી જનોઇ આપીને

કહેતા : "હે બાળક ! તું મારી પાસે સૃષ્ટિનું જ્ઞાન વિજ્ઞાન શીખવા આવ્યો છે. હું તને મારા હૃદયમાં સ્થાન આપું છું. હવે પછી તું ગુરૂકુળના નિયમોનું પાલન કરતાં કરતાં તારા જીવનનાં ત્રણ મુખ્ય લક્ષ **શારીરિક ઉન્નતિ, માનસિક ઉન્નતિ અને આધ્યાત્મિક ઉન્નતિ** માટે પુરુષાર્થ કરીશ. તારા પર ત્રણ ઋણ ભાર છે : **પિતૃઋણ, આચાર્યઋણ અને દેવઋણ** તેને મન, વચન અને કર્મથી સેવા સત્સંગ અને સ્વાધ્યાય દ્વારા ઉતારીશ. અને તારા જીવનને એવું આદર્શ આર્ય-જીવન બનાવીશ કે લોકો તારા જીવનમાંથી પ્રેરણા લે........" વગેરે વગેરે

આમ બાલ્યકાળથી જ બાળકને જનોઈ આપીને પ્રોત્સાહન, હિંમત તથા પ્રેરણાની સાથે સાથે તેને તેના જીવનના મૂળભૂત લક્ષપ્રતિ સચેત અને સમીપ કરવામાં આવતો. આમ જનોઈના ત્રણ તાર **માનવતા, ચરિત્રતા અને નૈતિકતાનો** બોધ કરાવે છે.

મનુષ્ય ત્રિપાશયુક્ત છે અર્થાત્ ત્રણ બંધનોથી બંધાયેલો છે : **ઉચ્ચત્તમ બંધન** એટલે મસ્તષ્કનું બંધન-અજ્ઞાનતાનું બંધન, **મધ્યમ બંધન** એટલે હૃદયનું બંધન-મોહનું બંધન અને **નિકૃષ્ઠ બંધન** એટલે ઉપસ્થેન્દ્રિયનું બંધન-ભોગવિલાસનું બંધન. જનોઈના ત્રણ તાર આ ત્રણ બંધનોનો નિર્દેશ કરીને કહે છે કે એ ત્રણથી મુક્ત થાઓ, તેમાંજ કલ્યાણ છે. સંયમ દ્વારા નિષ્કૃષ્ટ બંધનથી, **સદ્ભાવના** દ્વારા મધ્યમ બંધનથી અને **સ્વાધ્યાય** દ્વારા ઉચ્ચત્તમ બંધનથી બંધનમુક્ત થવું તે જનોઈના ગુઢ રહસ્યોમાંનું એક રહસ્ય છે.

જનોઈના ત્રણ તાર બતાવે છે કે સંસાર ત્રિવિધ તત્વ યુક્ત છે અર્થાત્ ત્રણ મહાતત્વ થકી ચાલે છે : **પ્રકૃતિ, જીવાત્મા અને પરમાત્મા** મનુષ્ય આ સંસાર સાગર તો જ તરી શકે જો તે પ્રકૃતિને સાધન તરીકે ઉપભોગ કરતાં કરતાં પરમાત્માને સાધ્ય જાણીને પોતાના જીવાત્માને સાધક બનાવીને સાધનામાં કાર્યરત રહે.

યજ્ઞને સંસારનું સર્વશ્રેષ્ઠ કર્મ માનવામાં આવ્યો છે કારણ કે યજ્ઞમાં સમાહિત યાજ્ઞિક ભાવના સર્વશ્રેષ્ઠ છે. જનોઈના ત્રણ તાર તે ત્રણ

મૂળ ભાવનાઓને પ્રદર્શિત કરે છે : **દેવપુજા, સંગતિકરણ અને દાન** દેવપુજા એટલે વિદ્યા, બળ તથા ઉમરમાં મોટા હોય તેવા દેવપુરુષોનો આદર સત્કાર કરવો. સંગતિકરણ એટલે સમોવડિયા સાથેનો સૌહાર્દપૂર્ણ-મૈત્રીપુર્ણ વ્યવહાર અને દાન એટલે વિદ્યા, બળ સાથે ઉમરમાં નાના હોય તેને યથાયોગ્ય વિદ્યા, રક્ષા તથા ધનનું દાન કરવું.

સંસાર એટલે પરિવાર, સમાજ અને દેશનો સમુહ પરિવાર **સુપરિવાર** ત્યારે જ બને જયારે વૃધ્ધોની સેવા, સમ વયસ્કોથી મૈત્રી અને બળકો સાથે પ્રેમપુર્ણ વ્યવહાર કરવામાં આવે. સમાજ **સુસમાજ** ત્યારે જ બને જયારે જ્ઞાની બ્રાહ્મણોની સેવા, સામાન્ય ક્ષત્રિય તથા વૈશ્યોથી મિત્રતા અને અજ્ઞાની શુદ્રો સાથે પ્રેમપૂર્ણ વ્યવહાર કરવામાં આવે. દેશ **સુદેશ** ત્યારે જ બને જયારે બુધ્ધિજીવી વર્ગની સેવા, મધ્યમ વર્ગ સુખી જનોથી મૈત્રી અને નિર્મળ વર્ગ અપાહીજો સાથે પ્રેમપૂર્ણ વ્યવહાર કરવામાં આવે. આમ જીવનના ત્રણ મહાન સદ્દગુણો : **સેવા, મૈત્રી અને પ્રેમ**ના પાઠ ભણાવતી ત્રણ તારની જનોઈ થકી જ સુપરિવાર, સુસમાજ અને સુદેશની સ્થાપના શકય છે. આજે જયારે આપણામાં અનેક મત, પંથ અને સંપ્રદાયોના વાડાઓ તથા પુજા પધ્ધતિઓ, અનેક દેવ દેવીઓ અને અનેક ગુરુઓનું સામ્રાજ્ય છે ત્યારે આવી અનેકતામાં એકતા સ્થાપવાનું કાર્ય એક માત્ર જનોઈ જ કરી શકશે. કારણ કે જનોઈ અમુક જ મત, પંથ કે સંપ્રદાયવાળાઓની નથી. તે તો સાર્વત્રિક, સર્વહિતકારી અને સર્વસહમત સેવા, મૈત્રી તથા પ્રેમનો સંદેશ આપતું એકતાસૂત્ર છે.

## જનોઈના ત્રણ તાર :-

પરમાત્માનાં ત્રણ મુખ્ય કામ : **ઉત્પત્તિ, પાલન** અને **વિનાશ** જેના ઉપરથી તેનાં ત્રણ નામ પડયાં છે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તેનું સુચન કરે છે. શ્રેષ્ઠનામ **ઓ૩મ્** ત્રણ અક્ષરનું અ, ઉ તથા મ્ જેમાં અ કારથી વિરાટ, અગ્નિ તથા વિશ્વ : ઉ કારથી હિરણ્યગર્ભ, વાયુ તથા તૈજસ અને મ્ કારથી ઈશ્વર, આદિત્ય તથા પ્રાજ્ઞ

-નું સુચન કરે છે.

**ત્રણ મહાવ્રત :** સત્ય, અહિંસા અને અસ્તેય ; **ત્રણ ગુણ** નમ્રતા, સુશીલતા અને સેવા ; **ત્રણ સંપતિ** ક્ષમા, નિર્ભયતા અને અહંકાર શુન્યતા ; **ત્રણ ક્રિયાત્મક ઉન્નતિ માટેના ઉપાય :** સુશ્રવણ, સુમનન અને સુવચન ; **ત્રણ બાબતો નિત્ય વધારવી:** ગુણ, કર્મ અને સ્વભાવ :

**ત્રણ ગુણ**–જીતેન્દ્રિયતા, આસ્તિકતા, સાત્વિકતા
**ત્રણ કર્મ**-યજ્ઞ, પરોપકાર, સેવા
**ત્રણ સ્વભાવ**–ધીરતા, જીજ્ઞાસા, વિનોદી

નું સુચન કરે છે.

મન, વચન અને કર્મથી ત્રણ બાબતો : દુર્ગુણ, દુર્વ્યસન અને દુરાચાર :

**ત્રણ દુર્ગુણ**–કામ, ક્રોધ, મોહ
**ત્રણ વ્યસન**–શરાબ, વેશ્યાગમન, તમાકુ
**ત્રણ દુરાચાર**–નિંદા, જુગાર, બળાત્કાર

**— થી દૂર રહેવાનું સુચન કરે છે.**

ત્રણ મહાનાશ અર્થાત સર્વનાશ :

**બુધ્ધિનાશ** દારૂ, ભેંસનું દૂધ, લાંચ,
**ધનનાશ**—જુગાર, ભોગવિલાસ, લોટરી
**વીર્યનાશ**–સ્રીસંગ, સિનેમા નાટક, તામસિક આહાર

**—થી** બચવાનું સૂચન કરે છે.

## જનોઈ પહેરવાનો અધિકાર :

જનોઈ પહેરવાનો અધિકાર ત્રણેય ગુણ, કર્મ અને સ્વભાવધારી વર્ણ–બ્રાહ્મ, ક્ષત્રિય અને વૈશ્યને છે. તેને ધારણ કરવાનો અધિકાર સમાન રૂપથી પુરૂષ, સ્રી, વૃધ્ધ, જુવાન અને બાળકને છે.

પૌરાણિક પંડીતો કહે છે કે જનોઇ પહેરવાનો અધિકાર સ્રીને નથી, માત્ર પુરૂષને જ છે. સ્રીના ભાગની જનોઈ તેના પતિએ પહેરવી આમ પરણિત પુરુષે છ તારની જનોઇ પહેરવી પણ આ માન્યતા કેટલી

ભૂલ ભરેલી છે તે ઇતિહાસ અને શાસ્ત્રો તપાસતાં લાગશે.

ઇતિહાસ જોતાં જણાશે કે સીતાની જનોઈ રામે કદાપિ પહેરી ન હતી. દ્રૌપદીની જનોઈ અર્જુને ધારણ કરી હોય તેવું કયાંય વિધાન નથી. રૂકમણિની જનોઈ કૃષ્ણે પહેરી હોય તેવું તેમણે કયાંય કહ્યું નથી.

શાસ્ત્રોને જોવાથી જણાશે કે નારીને પણ સમાન રીતે જનોઈ પહેરવાનો અધિકાર છે. હિન્દુઓમાં પ્રચલિત સોળ સંસ્કાર સર્વે જનોએ કરવાનું વૈદિક શાસ્ત્રોમાં લખ્યું છે. આ સોળ સંસ્કારો અને તેનાં વિધિ–વિધાનો સંબંધી વેદોનો આધાર લઈ મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતિ મહારાજે **'સંસ્કાર વિધિ'** નામનું એક બહુ સરસ અને શાસ્ત્રીય પુસ્તક લખ્યું છે. તેમાં બાળકોને જે જે સંસ્કારોથી સંસ્કારીત કરવાનો વેદોમાં ઉલ્લેખ છે તે ઉપર પ્રકાશ પાથરતાં લખ્યું છે કે આ સર્વે સંસ્કારોથી પુત્ર અને પુત્રીઓને સંસ્કારીત કરવાં જોઇએ. બાળકોને જે સંસ્કારોથી સંસ્કારીત કરવાનાં છે તેમાં **ઉપનયન સંસ્કાર** પણ એક છે. એટલે ઉપનયનનો અધિકાર વેદોએ પુત્ર અને પુત્રી બંનેને સમાન રીતે આપ્યો છે, કારણ કે ઈશ્વરને તો પુત્ર અને પુત્રી બંને સરખા પ્રિય છે. તેથી એકને અધિકાર હોય અને બીજાને ન હોય એવો પક્ષપાત ઈશ્વર કરે નહિ.

જુઓ અથર્વવેદ (૧૧–૫–૮) કહે છે : **બ્રહ્મચર્યેણ કન્યા યુવાનં વિન્દતે પતીમ્ !** અર્થાત્ 'બ્રહ્મચર્યનું પાલન કરી યુવાન થતાં કન્યાએ પતિને પ્રાપ્ત કરવો.' અહીં બ્રહ્મચર્યનું પાલન વિદ્યાભ્યા–સાર્થે કરવાનું છે અને વિદ્યાભ્યાસ કરતાં પહેલાં ઉપનયન સંસ્કાર આવ–શ્યક છે. એટલે ઉપનયન સંસ્કાર કરી વિદ્યાભ્યાસ કરવો અને પછી યુવાન થતાં કન્યાને લગ્ન કરવું એવો આ શ્લોકનો ભાવાર્થ છે.

વળી ઋગ્વેદ (૧૦–૧૦૯–૪)ના **દેવ એત શ્યામ વદન્તે પુર્વ** મંત્રમાં પણ બાલિકાને બાળકના જેવો જ જનોઇનો અધિકાર આપ્યો છે.

ગોભિલીય ગૃહ્યસુત્ર (૨,૧,૧૯,૨૧)માં લખ્યું છે : "કપડાં પહેરેલી યજ્ઞોપવિત ધારણ કરેલી હોય તેવી કન્યાને પતિ પાસે લાવવી."

હરિત સંહિતામાં બે શબ્દો આવે છે : **બ્રહ્મવાદીન્ય** અને **સદ્યોવદ્વ** : આ બંને શબ્દોની ટીકા પરાશર સંહિતાના ભાષ્યકાર શ્રી પંડીત પ્રવર માધ્વાચાર્યે નીચે પ્રમાણે કરી છે.

"બે પ્રકારની સ્રીઓ હોય છે એક **બ્રહ્મવાદિની** કે જેનો ઉપનયન સંસ્કાર થાય છે, જે અગ્નિહોત્ર કરે છે, વેદા ધ્યન કરતી હોય અને પોતાના પરિવારમાં જ ભીક્ષાવૃતિથી નિર્વાહ ચલાવતી હોય. બીજા પ્રકારની સ્રીઓ **સદ્યોવદ્વ** : જેનો વિવાહ શીઘ્ર થવાનો હોય તેને ઉપનયન સંસ્કાર કરાવી લગ્ન કરાવી નાખવા."

યાસ્ક મુનિ કહે છે કે સ્ત્રી મનુષ્ય હોવાથી તેને વેદાભ્યાસનો હક છે. અષ્ટાધ્યાયમાં વેદજ્ઞાતા મહિલાને **આચાર્યા** કહી છે. મહર્ષિ પંતજલિએ કન્યાઓને વેદ ભણાવનારી અને જનોઈ આપનારી વિદુષી મહિલાને **ઉપાધ્યાયી** પદ આપવા જણાવ્યું છે.

આમ સ્રીઓને વેદ ભણવાનો અધિકાર છે તેથી યજ્ઞોપવિતનો અધિકાર આપોઆપ મળી જાય છે. કારણ કે ઉપનયન સંસ્કાર પછી જ વેદોધ્યન થઈ શકે છે. આમ જનોઈ પહેરવાનો અધિકાર સ્ત્રીને હોતાં પોતાની જનોઈ પોતે જ પહેરવી જોઇએ. પરાપૂર્વથી જનોઈ ત્રણ તારવાળી જ પહેરાતી આવી છે અને સ્ત્રી–પુરુષ પોતપોતાની અલગ અલગ પહેરતાં આવ્યાં છે. પરણીત પુરુષો છ તારવાળી જનોઈ પહેરે છે તે શાસ્ર વિરુધ્ધ છે.

## જનોઈનું ફળ :–

જનોઈ સાંસ્કૃતિક ચિન્હ હોવાથી જનોઈ વિનાના માણસથી સંસ્કૃતિનું રક્ષણ થઈ શકતું નથી. જેવી રીતે રાષ્ટ્રધ્વજ રહિત સેના યુધ્ધ લડી શકતી નથી, શ્વેત વસ્ત્રો ધારણ કર્યા વિના નર્સ સેવા કરી શકતી

નથી, ગણવેશ રહિત પોલીસ તેના હુકમો ચલાવી શકતો નથી, મુગટ વિનાનો રાજા રાજ્ય કરી શકતો નથી તેવી જ રીતે જનોઈ રહિત વ્યક્તિ જીવન સંગ્રામ લડી શકતો નથી, ઉચ્ચતમ પદ પ્રાપ્ત કરી શકતો નથી, કર્તવ્ય ભાન મેળવી શકતો નથી, દુર્ગુણ દુર્વ્યસન મુક્તિ પામી શકતો નથી અને લક્ષ પ્રાપ્તિ કરી શકતો નથી.

જનોઈનું સાંસ્કૃતિક મહત્વ ન જળવાતાં સંસારમાં આજે યાજ્ઞિક ભાવનાનો અભાવ જણાય છે તેથી દેવપૂજાને સ્થાને જડપૂજા, સંગતિકરણને સ્થાને અસંગતિકરણ અને દાનને સ્થાને કુપાત્રે દાન સર્વત્ર નજરે પડે છે. યાજ્ઞિક ભાવનાનો સુભગ સમન્વય અગ્નિહોત્ર (હવન)માં થયેલ છે, તેથી જ જળ-વાયુના પ્રદુષણથી દુષિત સંસારને આજે જળ-વાયુ શુધ્ધિ અર્થે પ્રતિ દિન દૈનિક પારિવારીક યજ્ઞની આવશ્યકતા છે. જો સૌ જનોઈ ધારણ કરી વેદ, ગીતા તથા શાસ્ત્રોના આદેશાનુસાર ઘેર ઘેર યજ્ઞ કરતા થઈ જાય તો જ સંસારમાં સાર્વત્રિક સુખ, શાંતિ તથા આનંદની પુનઃ સ્થાપના શકય છે. તેથી જ યજ્ઞ કરવાનો અધિકાર તથા કર્તવ્યભાન કરાવતી યજ્ઞોપવિત અર્થાત લાયકાત સૂત્ર અતિ આવશ્યક છે.

જનોઈ ધારી મનુષ્ય ત્રણ પ્રકારનાં દુઃખો આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિ દૈવિકથી નિવૃત થવા પરમપિતા પરમાત્મા પાસે શાંતિથી ત્રણ વખત પ્રાર્થના કરશે. તેના ત્રણ મૂળ લક્ષ શરીરનું સુખ, મનની શાંતિ અને આત્માના આનંદની પ્રાપ્તિ અર્થે સામાજિક, પારિવારીક તથા વ્યક્તિગત કાર્યો કરશે. સમાજમાં વ્યાયામશાળા, આરોગ્ય કેન્દ્રો અને શિક્ષણ સંસ્થાઓ ખોલશે. પરિવારમાં વિશ્વાસ, પ્રેમ અને એક્તા ઉત્પન્ન કરશે તથા વ્યક્તિગત રૂપે રોગ નિવૃતિ, ભોગ સમાપ્તિ અને યોગ પ્રાપ્તિ માટે અવિરત પુરુષાર્થ કરશે.

વ્યકિતની ત્રણ મૂળભૂત આવશ્યકતાઓ હવા, પાણી અને ખોરાકની ત્રણેય કાળ-ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં પૂર્તિ કરવા માટે સદૈવ માનવ જાતના ત્રણ શત્રુ, અજ્ઞાન, અન્યાય અને અભાવને દૂર કરવા ત્રણ પ્રકારના બ્રાહ્મણ, ક્ષત્રીય વૈશ્ય રૂપી યોધ્ધાઓ તૈયાર કરશે. પરંતુ આ બધું જ

કરવા માટે તેણે ત્રણ પાયાની બાબતો પર ધ્યાન અવશ્ય આપવું પડશે તે છે **જ્ઞાન, કર્મ અને ઉપાસના**

પ્રવર્તમાન સ્થિતિ પર વિચારતાં જણાય છે કે આજે સંસારમાં જ્ઞાન વગરનું કર્મ કરનારાઓને તથા કર્મ વગરનું જ્ઞાન ધરાવનારાઓનો તોટો નથી. જ્ઞાનને કર્મમાં મૂકનારા શુરવીરોની આવશ્યકતા છે. સાંભળેલું વાંચેલા કે જાણેલું જ્ઞાનને સ્વજીવનમાં ઉતારનારાઓની આવશ્યકતા છે.

જનોઇધારી આ પ્રયત્ન કરશે.

**—[ઘાટકોપર-મુંબઈ]**



[૧૨૯]

# ઉપસંહાર

સ્વ. નારાયણજીભાઇ મૃત્યુપર્યંત સાંપ્રદાયિક પાખંડ, અન્યાય અને અસત્ય સામે ઝઝુમ્યા હતા. તેમનું વ્યક્તિત્વ ઘડતર કઈ રીતે થયું તે જાણવા તેમજ તેમની અત્યંત ક્રિયાશીલ અને તાર્કિક પ્રચાર ઝુંબેશ પાછળ કયું પ્રેરકબળ હતું તે જાણવા તેમના સ્વલિખિત ગ્રંથ, ચોપાનિયાં કે તેના છપાયેલા ભાષણોનું સુક્ષ્મ અધ્યયન કરવું આવશ્યક છે. એમના સ્વર્ગવાસ પછી એમની વિચાર સરણી અને કાર્યપદ્ધતિ પર પુરતો પ્રકાશ ફેંકે તેવા સાહિત્યની જાળવણી થઈ નહિં એ અત્યંત ખેદની વાત છે. તેમ છતાં છેલ્લા એકાદ વર્ષથી સંશોધન કરવામાં આવ્યું પરિણામે જે કાંઈ દસ્તાવેજી પુરાવા જર્જરિત હાલતમાં પ્રાપ્ત થયા તેના આધારે એમ પુરવાર થાય છે કે સ્વ. નારાયણજીભાઇ એક નિષ્ઠાવાન, અડગ, નિર્ભીક આર્યસમાજી યોદ્ધા હતા. બુદ્ધિ અને તર્કના સબળ હથિયાર વડે દરેક પ્રકારનાં પાખંડ પર કારમો પ્રહાર કરવાની આર્યસમાજી શૈલી તેમણે અપનાવી હતી.

તેઓ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના પ્રથમ આર્યસમાજી સમાજ સુધારક હોવાથી તેમણે માત્ર પીરાણા સતપંથનો જ નહિં પણ હિન્દુઓના પ્રત્યેક સંપ્રદાયનો–સાંપ્રદાયિક ગુરૂઓનો પ્રકટ વિરોધ કર્યો હતો. તેમના દ્વારા પ્રકાશિત એક પુસ્તિકા કે જેમાં તેમનું એક ભાષણ મુદ્રિત થયુ હતું તેમાં એમણે કહેલું કે "ગાદીપતિ આચાર્યોને ઇશ્વરાવતાર માની અંધ–શ્રદ્ધાળુ ભાવિકોએ દેશમાં અનાચાર વધારી દીધા. તે ત્યાં સુધી કે તેમના ઉચ્છીષ્ટતાંબુ લાદિકનું પ્રાશન કરી ગમે તેવા રોગની વૃદ્ધિ થાય એવું પરિણામ કરી નાખ્યું હતું. માત્ર ગુરૂપ્રસાદથી જ મુક્તિ મળવાનો મિથ્યાચાર વધી પડયો હતો. આ સમયે શ્રીમદ્ ભાગવત ગીતાના અધ્યાય ૪ શ્લોક પ્રમાણે ધર્મની સ્થાપના માટે એક દિવ્ય મહાપુરુષના પ્રાદુર્ભાવની ખાસ જરૂર હતી. અને જે પાછળથી મહર્ષિ દયાનંદ સરસ્વતી તરીકે સકળ સંસારમાં પ્રસિદ્ધ થયા જેમનો બ્રાહ્મણ કુળમાં જન્મ થયો હતો."

[૧૩૦]

આર્યસમાજીઓ માને છે કે ઈશ્વર નિરાકાર છે અને કદી પણ સાકાર થતો નથી. એથી ઈશ્વરનો અવતાર થતો નથી. તેમજ ગુરૂઓ કે આચાર્યો કદી પણ ઈશ્વરના અવતાર હોતા નથી. તેઓ માત્ર શકિતસંપન્ન મનુષ્યો જ છે.

શ્રીકૃષ્ણ પણ વસુદેવના પુત્ર એક મનુષ્ય જ હતા. જયારે અધર્મ વધે ત્યારે મહાપુરુષ જન્મ લે છે. મહાભારત કાળમાં શ્રીકૃષ્ણે જન્મ લીધો અને કલિકાળમાં અધર્મ વિનાશક મહાપુરૂષ તરીકે સ્વામી દયાનંદે જન્મ લીધો. એમ કહી નારાયણજીભાઈ મહર્ષિ દયાનંદ એ શ્રી કૃષ્ણની કક્ષનાજ મહાપુરૂષ છે એમ સુચવે છે. અંધશ્રદ્ધાળુ ભકતો ગુરુનું એઠું ખાવાથી આત્મ કલ્યાણ થશે તેવી ભ્રાંતિમાં જીવે છે તેનો પણ નિર્દેશ કરી, નારાયણજીભાઈએ મહર્ષિ દયાનંદ સરસ્વતી દ્વારા પ્રચારિત વેદોકત વિચારસરણી ઉપર આપેલા અવતરણમા પોતાના શબ્દોમાં રજુ કરી છે.

મહર્ષિ દયાનંદે સર્વપ્રથમ "પોપ" શબ્દને 'ઠગ ધર્મગુરૂ"ના અર્થમાં વાપર્યો હતો. પાખંડી ધર્મગુરુના ધુર્તતાપૂર્ણ વર્તનને તેમણે "પોપલીલા" તરીકે ઓળખાવી હતી. નારાયણજીભાઇ દ્વારા લિખિત અને પ્રકાશિત "ખાકીને જવાબ" નામની પુસ્તિકામાં તેઓ "પોપલીલા" શબ્દનો પ્રયોગ કરે છે. આથી સિધ્ધ થાય છે કે તેઓશ્રી મહર્ષિ દયાનંદના ગ્રંથોનું મનન-ચિંતન કરતા અને તેમાંથી પ્રેરણા મેળવતા. ગુરૂનું એઠું ખાવાથી કલ્યાણ થતુ નથી એ વાત પણ એમણે મહર્ષિ દયાનંદના ગ્રંથમાંથી જ લીધેલી છે.

શ્રી નારાયણજીભાઇએ કરેલા ભાષણની છપાયેલી પુસ્તિકાના પૃષ્ઠ : ૬ પર તેઓ વિધર્મીએ ને કે પીચડીયા પંથને માનવાવાળા લોકોને વૈદિક ધર્મમાં પ્રવેશવાની છુટ આપવા વિશે બોલતાં કહે છે હિન્દુ સમાજે કોઇપણ અર્ધદગ્ધ પક્ષને પાછો પોતમાં લીધો નથી ! પણ આર્યસમાજે આ બીડું ઝડપ્યું છે."

નારાયણજીભાઈ ભારે નિષ્ઠવાન આર્યસમાજી હતા એમણે હજારો અર્ધદગ્ધપંથીને-સતપંથીઓને પુનઃ વૈદિક ધર્મમાં શુધ્ધિ આંદોલન દ્વારા

સમાવી લીધા હતા. આવું કાર્ય આર્યસમાજી સિવાય અન્ય કોઈ હિન્દુ-ઓ એ યુગમાં કરતા ન હતા.

તેમણે કરેલા ભાષણની એજ પુસ્તિકામાં આગળ તેઓ કહે છે "બાંધ્યા જળ મલીન થાય છે અને નિરંતર વહેતાં જળ નિર્મળ રહે છે. ધર્મના મંદિરો અને વાડા બંધાઈ ગયા છે."

નારાયણજીભાઈ મુર્તિપૂજાના વિરોધી હતા. અલગ અલગ ઈશ્વરના અવતારની મૂર્તિઓ બનાવી અલગ અલગ મંદિરો બાંધી સાંપ્રદાયિક વાડાબંધીને તેઓ અધર્મ સમજતા હતા. આ મહર્ષિ દયાનંદનો જ બોધ હતો. એથી તેઓ "ધર્મના મંદિરો અને વાડા બંધાઈ ગયા છે" એમ કહી હિન્દુઓના સંગઠનને નબળું પાડે તેવી હિન્દુઓની આ વિચારસરણી પર દુઃખ વ્યક્ત કરે છે.

ઈ.સ. ૧૯૨૦માં કચ્છના વીરાણી ગામે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની જાહેર સભા મળેલી તેનો રીપોર્ટ છપાયો હતો. તે રીપોર્ટમાં શ્રી નારાયણજી રામજીનું ભાષણ પણ છાપવામાં આવ્યું છે. આ ભાષણમાં તેઓએ કહેલું કે "મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીના જીવન ચરિત્રમાં મેં વાંચ્યું હતું કે સ્વામીજી પંજાબમાં વેદાન્તનું રહસ્ય સમજાવતા હતા. પોતાના ભાષણમાં પુરાણોની ગપકથાનું ખંડન પણ કરતા હતા. તે વખતે સનાતની જુના વિચારવાળા ભાઈઓ તરફથી સ્વામીજીના માટે તિરસ્કાર પણ છૂટતો હતો. કેટલાક અજ્ઞાની ભાઈઓ સ્વામીજીને ગાળો પણ આપતા હતા. એટલું જ નહિ ઈંટો અને પથરાનો વરસાદ પણ સ્વામીજી ઉપર વરસતો હતો. એવામાં એક ઈંટ સ્વામી દયાનંદને માથામાં વાગી તે એક સભ્ય ગૃહસ્થે જોઈ મારનારને એણે બરાબર ધ્યાનમાં રાખ્યો અને સ્વામીજીને કહ્યું કે તમે ફરિયાદ કરો, હું તમારો સાક્ષી થવા તૈયાર છું, તમને ઈંટ મારનારને હું બરોબર ઓળખું છું. ત્યારે સ્વામીજીએ કહ્યું કે નહિ ભાઇ! મારૂં કામ સત્ય વસ્તુ શું છે. તે કહેવાનું છે, નહિ કે ફરિયાદ કરવાનું! કંઇ હરકત નથી. મારો આત્મા મને ખાત્રી આપે છે કે મારા બાંધવો અને જે માણસો હાલમાં મારા ઉપર ઇંટો અને પથરાનો

વરસાદ વરસાવે છે, તે જ માણુસો મારા શબ્દોની અસર થશે ત્યારે પથરા અને ઇંટોને બદલે મારા ઉપર ફુલોનો વરસાદ વરસાવશે. અંતે સ્વામીજીની ભવિષ્યવાણી ખરી પડી છે. પંજાબમાં સૌથી વિશેષ બોધ સ્વામી દયાનંદના વેદધર્મનો પ્રચલીત છે. સ્વામીજીના નામ પર પોતાના પ્રાણુ ઓવારી નાખનારા વીર પુરૂષો લાખોની સંખ્યામાં પંજાબ તરફ આપ જોઈ શકશો. આ વાત મને લગભગ આઠેક વર્ષ ઉપર વાંચવામાં આવી હતી. અને તેજ વખતથી મેં મારી જ્ઞાતિ તરફના સુધારાની દીશા બદલી હતી."

ઉપરના ઉદ્‌ગારોમાં નારાયણુજીભાઈની મહર્ષિ દયાનંદ તરફની ઉત્કટ ભક્તિ દેખાઇ આવે છે. સ્વામીજી પુરાણુની ગપકથાનું ખંડન કરતા હતા તે બહુ જ વ્યાજબી હતું એમ નારાયણુજીભાઇ માનતા હતા. કારણુ કે તેમણે મહર્ષિ દયાનંદની વૈજ્ઞાનિક અને તાર્કીક વિચારસરણી જ સ્વીકારી હતી. તેઓ પોતે જ કહે છે તેમ એમણે જ્ઞાતિ સુધારવાની ચળવળમાં પણુ મહર્ષિ દયાનંદના જીવનમાંથી જ પ્રેરણા લઈ મૂળમાંથી સુધારા કર્યા હતા.

ઈ.સ. ૧૯૨૬માં [પટેલ નારાયણુજી રામજી કોન્ટ્રાકટરે] લખેલો અને પ્રકાશિત કરેલો "પીરાણા સતપંથની પોલ" નામનો ગ્રંથ નારાયણુજીભાઇની વિચારસરણી અને કાર્યનું દર્શન કરાવે છે. આ ગ્રંથમાં કુલ ચાર વખત તેઓ "આર્ય સમાજ"નો ઉલ્લેખ કરે છે. પૃષ્ઠ ૧૭ ઉપર તેઓ લખે છે કે તેઓ "આર્યસમાજ મંદિર"માં ધર્મ વિચારો જાણવા માટે જતા હતા. પૃષ્ઠ ૬૫ પર તેઓ કહે છે તેમ પીરાણા સતપંથનું વાસ્તવિક રૂપ આર્યસમાજના જાહેર કાર્યકર્તાઓ સહિત અન્ય લોકો સમક્ષ રજુ કરવા તેમણે આ ગ્રંથ લેખનનો પરિશ્રમ કર્યો છે. પીરાણા પોલના પૃષ્ઠ ૬૬ પર પીરાણા સતપંથ સામેની લડતમાં આર્યસમાજે નારાયણુજીભાઈને જે અમૂલ્ય મદદ કરી હતી તેનો ઉલ્લેખ કરતાં કહે છે "મુંબઇ આર્યસમાજે અને તેના મુખ્ય વાજીંત્ર "આર્યપ્રકાશ" નામક સાપ્તાહિક પત્રે જે આ કાર્યમાં લાંબો સમય થયા રસ લઇને સંગીન સેવા બજાવેલી છે" તેમના આ વિધાનથી એમ ચોક્કસ કહી શકાય કે "આર્યપ્રકાશ"માં પીરાણા સતપંથ વિશે ઘણી મહત્વની બાબતો છપાઇ હશે. એ કાળના જુના અંકોના અવલોકનથી નારાયણુજીભાઇ અને તેના

સમકાલીન આર્યસમાજી મિત્રો વિશે અને આર્યસમાજના પ્રચાર માટે તેઓએ ખેડેલા પુરુષાર્થ વિશે ઘણી ઐતિહાસિક માહિતી મળી શકે એવો સંભવ છે. આજ ગ્રંથના પૃષ્ઠ ૫૫૦ પર તેઓ વિવિધ સંપ્રદાયના લોકોને સંબોધીને અપીલ કરે છે કે તેઓ બધા ભોળા હિન્દુઓને વિધર્મીઓની જાળમાંથી બચાવે. અહિં પણ તેઓ "વહાલા આર્યસમાજીષ્ટો" એમ સંબોધન કરે છે.

શ્રી નારાયણજીભાઈ "પીરાણા–પોલ"ના પૃષ્ઠ ૫૫૦ પર લખે છે : "આજે આપણા હિન્દુ ધર્મ ઉપર પીરાણા સતપંથ જેવા અનેક પાખંડી પંથો પોતાની કુટિલ છળનીતિ વાપરીને હજારો ભાઈઓને આપણાથી છુટા પાડી વિધર્મી બનાવી રહયા છે. એ બધાનું મુળ કારણ ફક્ત આપણો પ્રમાદ અને શાસ્ત્ર પુરાણના મતભેદો તેમજ જુદાજુદા ધર્મપંથના વાડાઓની જુદીજુદી માન્યતાઓથી થતા ધર્મ ઝગડાઓ જ છે. અને તેથી જ અન્ય વિધર્મીઓ આપણા જ શાસ્ત્રના મન માન્યા અર્થ કરી, પોતાના નીચ હેતુઓ સિધ્ધ કરવા ભોળા હિન્દુ ભાઈઓને તેમની કપટ જાળમાં ફસાવી આપણા શત્રુ બનાવી રહયા છે."

અહીં શ્રી નારાયણજીભાઈનું એમ કહેવું છે કે ભાગવત અથવા અઢાર પુરાણ જેવા ગ્રંથો તર્કહીન અને અવૈજ્ઞાનિક હોવાથી તેમજ વિવિધ આચાર્યો દ્વારા થયેલા સંપ્રદાયો વૈચારિક ભિન્નતાને કારણે જ જન્મયા હોવાથી તેમની વચ્ચે સદૈવ મતભેદ રહેવાનો જ છે. એથી આ બધા સાંપ્રદાયિક ગ્રંથોને ધર્મગ્રંથો તરીકે અમાન્ય કરી માત્ર વેદોપદેશ મુજબ ચાલવું અથવા વેદાનુકુલ ગ્રંથોને જ ધર્મ પુસ્તક તરીકે સ્વીકારવા એજ ઇષ્ટ છે. મહર્ષિ દયાનંદની વિચારસરણી જ એમણે અહિં દર્શાવી છે.

શ્રી નારાયણજીભાઈએ મહર્ષિ દયાનંદ દ્વારા લિખિત પુસ્તકોનું ગહન અધ્યયન કર્યું હતું અને તેથી જ એમણે મહર્ષિ દયાનંદના જ ઇતિહાસ અને તત્વજ્ઞાન સંબંધી મંતવ્યો સ્વીકારી લીધાં હતાં. પીરાણા પોલમાં તેઓ લખે છે કે

(૧) "માનવ જીવનની પશુવૃત્તિઓ મહાભારતના ઘોર મહાયુધ્ધ પછી તો છેક જ પતનની પરિસીમા એ જઈ પહોંચી" પૃષ્ઠ ૭૧

(૨) "ધર્મપંથોના ઝગડા અને મતભેદોએ મહાન વિખવાદો ફેલાવી દીધા" પૃષ્ઠ ૭૭

(૩) "અહિંસા વાદના આચલા અને ટૂંકી બુધ્ધિના વિચારોએ હિન્દુ જાતિની વીરતાને બહુ ભાગે ધોઈ નાખી હતી" પૃષ્ઠ ૭૭

(૪) "બૌધ્ધ અને જૈન ધર્મને કારણે જ હિન્દુ ધર્મમાં પરિવર્તન આવ્યું. હિન્દુ ધર્મમાં જૈનોને કારણે જ મૂર્તિપૂજા શરૂ થઈ આ સત્ય પ્રકટ કરતા તેઓ લખે છે "ભવ્ય દેવમંદિરો અને સોના રૂપાંની પ્રચંડ મૂર્તિઓ, આભૂષણો, સેવાપૂજાના ઠાઠ માઠ, દીપમાલા અને પ્રસાદના થાળ, વિચિત્ર ક્રિયા કાંડો, પહોર પહોરના દર્શનો–ઝાંખીઓ વગેરે આડંબરો એ બુધ્ધ અને જૈન ધર્મનું અનુકરણ હતું. આથી "ભાવપૂજન" અને ભસ્મ લેપનની સાથે મુર્તિપૂજાના ઠાઠમાઠ દાખલ થયા અને દેવદર્શનની ભવ્યતા વધી પડી." પૃષ્ઠ ૮૨

(૫) અને અંતે "સનાતન ધર્મમાં પણ અનેક ફાંટાઓ ઉભા થયા. ઘેર ઘેર અને માણસે માણસે નવા નવા ધર્મની ઉત્પત્તિ થઈ. જેટલા પથ્થર એટલા દેવ બન્યા ! વાચાળ શક્તિથી મનમાની તોપો હાંકીને કુશળ પાખંડીઓ અવનવા ધર્મના આચાર્યો બની બેઠા ! તેમણે કેટલાક કલ્પિત અને બિનપાયાદાર મતમતાતરો હિંદમાં ફેલાવી ઘેર ઘેર વહેમ, કલહ, કુસંપ અને અનાચારનો દાવાનળ પ્રકટ કીધો" પૃષ્ઠ : ૮૩

(૬) "પીરાણા પોલ" ગ્રંથના અંતિમ વાકયો નીચે મુજબ છે. "વેદનો દ્રોહ ચાલી રહયો છે તે જોઈ કોને અરેરાટી નહિ થાય ! વેદ રક્ષણ માટે શક્તિનો ઉપયોગ કરી ભોળા ભાઈઓને બચાવી તેમના આગણે પવિત્ર વેદના ગીતા ગાન ગાજી રહે, બારણે બારણે પ્રભુનો પવિત્ર સંદેશો સંભળાય તેમના ગૃહોમાં પરમાત્માનો પવિત્ર પ્રકાશ પહોંચે એવા કાંઈક પ્રયત્ન કરો એજ અંતિમ પ્રાર્થના છે."

મહર્ષિ દયાનંદની વિચારસરણી અને તેનો ઉપદેશ જાણવા માટે ત્રણ પુસ્તકો વાંચવાની આવશ્યકતા છે. (૧) સત્યાર્થ પ્રકાશ (૨) ઋગ્વેદાદિ ભાષ્ય ભુમિકા અને (૩) ઉપદેશ મંજરી પુસ્તકો પ્રાપ્ત કરવાનું સ્થળ આર્યસમાજ, કાંકરિયા રોડ અમદાવાદ અથવા આર્યસમાજ સૈજપુર બોઘા, અમદાવાદ અથવા કોઈ પણ મોટી આર્યસમાજની સંસ્થામાં પુસ્તકો મળશે અથવા એ અંગે માહિતી મળશે.

ઉપર લખેલા છે તે ૬ મંતવ્યો વસ્તુઃ સ્વામી દયાનંદના જ છે એ વાત એમના પુસ્તકો વાંચવાથી સ્પષ્ટ થઈ જશે મહર્ષિ દયાનંદ માત્ર વેદોને જ ધર્મગ્રંથોના રૂપમાં માન્ય કરવા જોઇએ એમ માનતા હતા. ગીતા, ભાગવત કે પુરાણોને નહિં ! નારાયણજીભાઈ પણ એથી જ વેદોનું રક્ષણ કરવા લોકોને પ્રાર્થના કરે છે. ભાગવત કે ગીતાનો ઉલ્લેખ કરતા નથી ! કોઈપણ તટસ્થ વિચારક મહર્ષિ દયાનંદના ગ્રંથોમાં વ્યક્ત થયેલા વિચારો અને નારાયણજીભાઈના મંતવ્યોની તુલના કરશે તો તેમને તરત જ સપષ્ટ સમજાઈ જશે કે નારાયણજીભાઈ મહર્ષિ દયાનંદની વિચારસરણીના જ મીશનરી પ્રચારક હતા.

ઈ.સ. ૧૯૪૨માં છપાયેલું અને શ્રી નારાયણજીભાઈના અંતરમાં મિત્ર અને સહકાર્યકર શ્રી વાલજી જીવરાજ લીંબાણી દ્વારા સંપાદિત "કર્તવ્ય-પંથે" નામનું પુસ્તક નારાયણજીભાઈના જીવન અને કાર્ય પર પૂરતો પ્રકાશ ફેંકે છે. નીચે પૃષ્ઠ સંખ્યાનો નિર્દેશ કરી વિવેચન કરૂં છું.

નારાયણજીભાઈના યુગમાં મહર્ષિ દયાનંદના અનુયાયી પ્રખર આર્ય-સમાજી સ્વામી શ્રધ્ધાનંદે વિધર્મીઓની શુધ્ધિ કરી પુન : હિન્દુ ધર્મમાં લેવાનું આદોલન શરૂ કર્યું હતું. નારાયણજીભાઈ આર્યસમાજી હોવાથી સ્વ. જ્ઞાતિની શુધ્ધિ કરવાનો વિચાર તેમને સ્વામી શ્રધ્ધાનંદના કાર્યથી આવ્યો. "કર્તવ્યપંથે"ના પ્રાસંગિકમાં પૃષ્ઠ ૭ ઉપર સ્વામી શ્રધ્ધાનંદનો ઉલ્લેખ જુઓ

આદ્યસુધારકોમાં "મોટાઇનો મોહ" ઉત્પન્ન થયો. એથી ખોટી

[૧૩૬]

મોટાઈ મેળવવા સુધારકોમાં સ્પર્ધા થઈ એમ લખે છે. મંદિર બાંધી, દાટવાની છુટ આપવાથી લોકોમાં પ્રિય થવાતું હતું અને નેતાપદ ટકી રહેતું હતું. એથી મંદિર બાંધવાનું મૂર્તિપૂજાનું પાપ અને દાટવાની છુટ એ બીજું પાપ આમ પાપનો સરવાળો કરીને પણ નેતાપદ ટકાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો. આ નેતાઓ જાણતા ન હતા કે નક્કર સત્ય હમેંશા સંઘર્ષ વચ્ચે જ જીવે છે. (પૃષ્ઠ ૧૨૦–૧૨૩)

મંદિરો બાંધવા મુર્તિપૂજા શીખવવી એ ખરેખર વિપરિત જ્ઞાન હતું એથી સંપાદકશ્રી અજ્ઞાન ભાઇઓને ઉંધા પૂંછડાં પકડાવીને નવા નવા પક્ષો સ્થાપનારા જ્ઞાતિ સુધારાના દ્રોહીઓને આત્મભાન મૂલેલા અહંકારીઓ તરીકે ઓળખાવે છે, તો ક્યાંક કટાક્ષમાં તેઓને "નરરત્નો" પણ કહે છે (પૃષ્ઠ ૧૨૧–૧૨૨)

મુર્તિપૂજક થવાથી હિન્દુ બની જવાય છે અને એથી સુધારો થઈ જાય છે, એમ રતનશીભાઈ કે રાજારામભાઈ માનતા હતા. પણ નારાયણ–જીભાઇને એમનો એ મત જરા પણ સ્વીકાર્ય ન હતો. કારણ કે એ છીછરી દૃષ્ટિના ન હતા. વિવેક બુધ્ધિનો ઉપયોગ કરી સત્ય અસત્યને જુદા પાડી માત્ર સત્યને જ ગ્રહણ કરવા ઈચ્છતા હતા. સૈયદો ગરીબ કચ્છી કણબીને કાયમ માટે નિરક્ષર રાખી અનંત કાળ સુધી આર્થિક લુંટ ચલાવવા ઈચ્છતા હતા. ખાનું અને પીરાણા તેના શોષણ કેન્દ્રો હતા. મુખી ગેઢેરા અને કાકાઓ તેઓની આર્થિક શોષણ ખોરીના એજન્ટો હતા અથવા આડકતરા ભાગીદારો હતા. શોષણના આ આખા તંત્રને નિષ્ક્રિય કરવા સુધારાનું પ્રથમ અને અનિવાર્ય એવું પગલું એજ હતું કે સતપંથી કણબી સૈયદ ખાનું પીરાણા અને કાકાઓનો સદંતર ત્યાગ કરે. એવો ત્યાગ કરે ત્યારે જ એ સતપંથીમાંથી સુધારક કણબી તરીકે પોતાને ઓળખાવવા હક્કદાર બનવો જોઇએ. આમ અસત્યનો ત્યાગ કર્યા પછી સુધારાના બીજા પગલા રૂપે તેમણે વેદ ઉપનિષદ, ષડ દર્શન આદિ આર્યોના પ્રાચીન આર્ષ ગ્રંથો મુજબ તર્કસંગત, વૈજ્ઞાનિક સાર્વ–કાલિક અને સાર્વજનીક એવા વૈદિક ધર્મને સમજી તેના અનુયાયી થવાનું

Khana and Pirana were centres of Atrocities

Gedhera and Kakas were agents and partners in these atrocities

હતું નારાયણજીભાઈ અધર્મને છોડાવવા સફળ થયા પણ "ધર્મ" શું છે તે સમજાવવા લાંબુ જીવ્યા નહિ. એ આપણી આખી જ્ઞાતિનું દુર્ભાગ્ય હતું.

નારાયણજીભાઇના વિચારોથી તદ્દન વિપરિત એવા મુર્તિપૂજાને આવશ્યક સમજવાવાળા રતનશીભાઇએ મંદિરોને ઊભા કરાવ્યાં તેને "મંદિર પાર્ટીવાળા તરીકે ઓળખાવ્યા છે." (જુઓ પૃષ્ઠ ૧૨૩)

આમ સુધારકોમાં બે પક્ષ પડયા.

(૧) શુદ્ધિ દ્વારા સતપંથનો સદંતર ત્યાગ કરવો એ સાથે મૂર્તિપુજક હિન્દુ ન બનવું પણ પ્રાચીન સનાતન વૈદિક ધર્મ મુજબ આપણા પુર્વજો પ્રાચીન આર્યોના જેવું જીવન જીવી સાચા આર્ય બનવું. આ પક્ષ નારાયણજીભાઇનો હતો. નારાયણજીભાઈ ઘણીવાર ભાષણ કરતા પોતાને ગર્વભેર "આર્ય" તરીકે ઓળખાવતા.

સુધારકોના બીજા પક્ષ મુજબ

(૨) ખાનામાં અને પીરાણા જવાની છૂટ, લાગા આપવાની છુટ, ગોળી પીવાની છુટ, શબના દફનની છૂટ સાથે માત્ર એટલો જ સુધારો હતો કે તેમને ખાનાની સાથે સાથે લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરમાં પણ જવાનું હતું. જેથી આ સતપંથી કણબીઓ ઉપર હિન્દુ તરીકેનું લેબલ લાગી જાય! (પૃષ્ઠ ૧૨૩)

Assertion about lineancy in dealing with Satpanthis is not correct

શ્રી નારાયણજીભાઈ આ પ્રકારની છૂટ આપીને સતપંથને અખંડ રાખી વિશેષમાં મુર્તિપુજા ઉમેરવાથી સુધારો થાય છે એમ સ્વીકારતા ન હતા. પણ ઉલટું તેમને "મંદિર પાર્ટીવાળા ઉર્ફે સુધરેલા મુમના" તરીકે ઓળખાવતા હતા. (પૃષ્ઠ : ૧૨૩) આવો તિવ્ર કટાક્ષ કરવાનું કારણ એ હતું કે નારાયણજીભાઈના મતે આ પ્રકારના સુધારામાં હકીકતમાં કોઈ સુધારો હતો જ નહિ. ઉલટું સતપંથના અનિષ્ટ સાથે બીજું મૂર્તિપુજાનું અનિષ્ટ ઉમેરતું હતું. આ પ્રકારના સુધારાને કારણે સતપંથીને ખાના, પીરાણા જવાની છૂટ તથા લાગાની છુટને કારણે તેના પર "પાપી પંથ"ની (શ્રી નારાયણજીભાઈ પીરાણા પોલ પૃષ્ઠ ૨૦ પર પીરાણા સતપંથને

“પાપી પંથ” તરીકે ઓળખાવે છે.)

Main strategy of Laxminarayan Team

પકડ યથાવત જ રહેતી હતી. એથી સતપંથીને મુક્તિ અપાવવાનો ઉદ્દેશ જ ખંડિત થતો હતો. પણ આ પ્રકારના સુધારાને માન્ય કરવાવાળા લોક સમુહની માન્યતા એવી હતી કે એકવાર લક્ષ્મીનારાયણના મંદિરમાં દર્શન કરવા આવતો થાય તો એ સતપંથી ધીરેધીરે સતપંથમાં શ્રધ્ધા ગુમાવતો જશે અને દરરોજ મંદિરમાં દર્શનાર્થે આવતો હોવાથી હિન્દુ દેવદેવીઓમાં શ્રધ્ધા ધરાવતો થઈ જશે. આવું અનુમાન ખરેખર તાર્કિક હતું. પણ સત્યનિષ્ઠ અને દુરંદેશી નારાયણજીભાઈ સતપંથીને માત્ર સૈયદોના સકંજામાંથી છોડવવા માગતા ન હતા પણ પ્રત્યેક સંપ્રદાયના ધર્મગુરુઓની શોષણખોરીથી બચાવવા ઈચ્છતા હતા સતપંથીમાંથી મૂર્તિપૂજક હિન્દુ બનવાથી એજ સતપંથી હવે મુસ્લીમ સૈયદના સકંજામાંથી છૂટીને હિન્દુ સૈયદ અર્થાત પુજારીઓ પંડાઓ શાસ્રીઓ, ભગવાનો જયોતિષીઓ મહંતો અને ગાદીપતિઓના છટકામાં ફસાતો હતો મંદિરો, મઠો અને હિન્દુ આશ્રમોના સ્થાપિત હિતો, એ યુગની પાપભીરૂ, નિરક્ષર અને ભોળી જનતાનું આર્થિક શોષણ કરવામાં સતપંથી સૈયદો કરતાં જરાયે પાછળ ન હતા. આ સત્યનું દર્શન નારાયણજીભાઇને થઇ ગયું હતું એથી તેઓ પોતાના જ્ઞાતિ બંધુઓને સતપંથમાંથી છોડાવી હિન્દુ સાંપ્રદાયિક સ્થાપિત હિતોના હાથમાં સોંપવા માગતા ન હતા. એથી જ મંદિરો બાંધવાની ચેષ્ટા કરવાવાળા અવિચારી સુધારકોને તેમણે “સગવડીયો માર્ગ લેનારા” “સુધારાના કાર્યમાં દ્રોહ કરનારા” અને “ગરીબ અજ્ઞાન ભાઇઓને ઊંધા પૂછડા પકડાવનારા” તરીકે ઓળખાવ્યા છે. (પૃષ્ઠ : ૧૨૧–૧૨૩)

Narayanbhai's ideology behind rift with Ratanshibhai

નારાયણજીભાઇ કોઈ સાધારણ સમાજ સુધારક ન હતા. પણ આ યુગમાંયે ક્રાંતિકારી કહેવાય તેવા ચુસ્ત વૈજ્ઞાનિક તાર્કિક અને ખુબ જ પ્રગતિશીલ વિચારો ધરાવતા હતા. નારાયણજીભાઇને સમજવાની અને એને અનુસરવાની એ યુગના આપણા પછાત સમાજમાં શક્તિ ન હોય એ સ્વાભાવિક છે. પણ એમના નિકટના બુધ્ધિશાળી અને શિક્ષિત મિત્રોમાં આર્યસમાજી વિચારસરણીનો ફેલાવો વૈદિક મતનો ફેલાવો તિવ્ર ગતિએ થતો જતો હતો. એમના સહકાર્યકર શ્રી દાનાભાઇ અરજણ જાદવાણીના

જીવન અને કવન વિશે લખાયેલી પુસ્તીકા "યુવકના ઉદ્ગાર અને ભ્રાતૃભાવ"ના પૃષ્ઠ ૨૨ ઉપર ઠગ ધર્મગુરુઓને દાન આપવાવાળા અંધશ્રદ્ધાળુ લોકોને "આંખે આંધળા અને ગાંઠના પુરા" તરીકે ઓળખાવ્યા છે. આનો અર્થ એકે "જેના જ્ઞાન રૂપી ચક્ષુ ફુટેલા છે પણ ધાન પુરતા પ્રમાણમાં છે તેવા લોકો" આ શબ્દ સમુહના સર્જક સ્વામી દયાનંદે સર્વ પ્રથમ આ શબ્દ સમુહ "સત્યાર્થ પ્રકાશ"માં વાપર્યો હતો. તદ્ઉપરાંત આ જ પુસ્તીકાના પૃષ્ઠ : ૬૪ ઉપર સ્વામી દયાનંદના પ્રખર શિષ્ય લાલા લજપતરાયનો ઉલ્લેખ કરે છે. આથી સિદ્ધ થાય છે કે તેઓ આર્યસમાજની વિચાર સરણી અને આંદોલનથી પરિચિત અને પ્રભાવિત હતા.

મુંબઈ ખાતે ઇ.સ. ૧૯૫૭માં મુદ્રિત અને શ્રી પુંજાભાઈ ખેતસીંહભાઇ પટેલ દ્વારા લિખિત "યુવકના ઉદ્ગાર અને મિત્ર પ્રેમ" નામના ગ્રંથમાં તો એટલા બધા પુરાવાઓ છે કે નારાયણજીભાઇના બુદ્ધિશાળી મિત્રો તો આર્યસમાજી વિચારસરણીથી રંગાયેલા હતા એમજ નિષ્કર્ષ નીકળે છે.

(૧) આ ગ્રંથના પૃષ્ઠ ૨૧૬ની ફુટનોટમાં લેખક મહર્ષિ દયાનંદ દ્વારા લખાયેલા ગ્રંથ "સંસ્કાર વિધિ"નું વાંચન મનન કરવા ભલામણ કરે છે.

(૨) આર્યસમાજ દ્વારા સંચાલિત ગુરૂકુળ સુપા અને ગુરૂકુળ કાંગડીમાં વેદોકત ધર્મ શીખવવામાં અવતો હોવાથી મૂર્તિપૂજાનો નિષેધ શીખવવામાં આવે છે. ગ્રંથના લેખક કચ્છ-વાઢાયમાં આવેલી ગુરૂકુળને સુપા અને કાંગડી ગુરૂકુળ જેવી આદર્શ શ્રેણીની બનાવવા ભલામણ કરે છે. અને એજ પૃષ્ઠ પર તે આર્યસમાજના પ્રવર્તકને "વેદોના સત્યનો ઝંડાધારી, દેશોધ્ધારનો યોધ્ધો વિશ્વવંદ્ય મહર્ષિ દયાનંદ સરસ્વતી" તરીકે ઓળખાવે છે. પૃષ્ઠ ૨૪૭

(૩) નારાયણજીભાઈના ક્રાંતિકારી મિત્રમંડળમાં સત્યાર્થ પ્રકાશનું વાંચન મનન રસપુર્વક થતું હતું એમ ખાતરીપુર્વક જણાઈ આવે છે આજ ગ્રંથમાં એક કાવ્ય આપેલું છે અને તેમાં "પાપનાશક જયોતિ"ને શરણે જવાનું સુચવ્યું છે. આ "પાપનાશક જયોતિ" એ મહર્ષિ દયાનંદ કૃત

"સત્યાર્થ પ્રકાશ" છે એમ ફુટનોટમાં લખેલું છે.

(૪) આર્યસમાજ દ્વારા સંચાલિત કન્યા ગુરૂકુળ કારેલી બાગ વડોદરા અને કન્યા ગુરૂકુળ પોરબંદરનો ઉલ્લેખ છે. પૃષ્ઠ : ૨૭૭

(૫) સ્વામી દયાનંદે સર્વપ્રથમ વિશ્વને "કૃણ્વન્તો વિશ્વમાર્યમ"નું સૂત્ર આપ્યું. પૃષ્ઠ ૩૦૩ પર આ વૈદિક સૂત્ર લખવામાં આવ્યું છે. તદુપરાંત મહર્ષિ દયાનંદને વિરોધીઓ તરફથી અઢાર વખત ઝેર આપવામાં આવ્યું હતું તેનો નિર્દેશ કરી એજ પૃષ્ઠ પરની એક કાવ્ય પંક્તિમાં "શ્રી દયાનંદે સત્યના પ્રચાર અર્થે આનંદપૂર્વક ઝેરને પચાવ્યું છે" એમ કહેવામાં આવ્યું છે.

(૫) મહર્ષિ દયાનંદ આદિત્ય બ્રહ્મચારી હતા એમ પૃષ્ઠ ૩૨૬ પર નોંધે છે.

ગુજરાત સરકારે ધોરણ સાતના વિદ્યાર્થીઓ માટે "સમાજવિદ્યા ધો. ૭" નામનું પાઠય પુસ્તક મંજુર કર્યું છે. તેમાં સ્વામી દયાનંદ સરસ્વતીનું વ્યકિતત્વ અને કાર્યોનો સંક્ષિપ્ત પરિચય છે.

મહર્ષિ દયાનંદ અને તેના કાર્યો વિશે ખાસ કરીને ગુજરાતમાં ભારે અજ્ઞાનતા પ્રવર્તે છે. કાંતો એમના વિશે લોકોને બિલકુલ જાણકારી જ નથી અથવા થોડી ઘણી જાણકારી હોય તો તે પણ આધારહીન હોવાની સાથે પૂર્વગ્રહથી દૂષિત થયેલી છે.

ગુજરાત સરકારે પ્રકાશિત કરેલો આ હકકીતનિષ્ટ માહિતીઓથી સભર સ્વામી દયાનંદનો આર્યસમાજનો પ્રમાણભૂત ઇતિહાસ છે. અન્ય કોઈ લેખકો પર પક્ષપાત કે અતિશ્યોકિતનો આક્ષેપ થાય પણ સરકાર પોતેજ તે ઇતિહાસ બહાર પાડે તે નિષ્પક્ષ અને પુર્વગ્રહરહિત હોય એમ માનવું પડે હું આ પુસ્તકના તમામ વાંચકોને મહર્ષી દયાનંદનો આ સંક્ષિપ્ત ઈતિહાસ વાંચી જવા ભલામણ કરૂં છું.

આ પુસ્તકમાં મહર્ષી દયાનંદ વિશે મુખ્યતઃ નીચે મુજબ માહિતીઓ આપી છે પંજાબે સ્વામી દયાનંદનો ઉપદેશ ઝીલ્યો. સ્વામી શ્રધ્ધાનંદ તે કાળના સ્વામી દયાનંદના ચાર પંજાબી શિષ્યો મ હેના એક

[૧૪૧]

હતા. શુદ્ધી આંદોલન દ્વારા વિધર્મી બની ચુકેલા હજારો હિન્દુઓને પુનઃ હિન્દુ ધર્મી બનાવ્યા આર્યસમાજનો પાયો વેદ અને વૈદિક સંસ્કૃતિ જ હતો. અંધશ્રધ્ધા, વહેમ, મૂર્તિપૂજા અને તર્કહીન ક્રિયાકાંડ વગેરે વેદ કે ઉપનિષદમાં નથી એમ શાસ્ત્રાર્થનો પડકાર ફેંકી મોટા મોટા પંડિતોને હરાવી સ્વામી દયાનંદે સિધ્ધ કર્યું. તેમણે "સત્યાર્થ પ્રકાશ" નામનો ગ્રંથ લખ્યો. તેમાં તેમણે વિશ્વના મુખ્ય સંપ્રદાયોની સમીક્ષા લખી ધર્મના નામે પાખંડીઓએ ચલાવેલા ધતિંગને ખૂલ્લા પાડયા. આર્યસમાજે ઠેરઠેર ગુરૂકુળો સ્થાપી. અંતે, સ્વામી દયાનંદ દેશને અજ્ઞાનતાની નિદ્રામાંથી જાગૃત કરી, તેને નવપ્રાણિત કરી દેહ ત્યાગ કર્યો.

સ્વ. શ્રી નારાયણજીભાઈની શુધ્ધિ ચળવળનો મૂળ પ્રેરણા સ્ત્રોત સ્વામી શ્રધ્ધાનંદ હતા. "કર્તવ્યના પંથે" નામના પુસ્તકમાં સ્વામી શ્રધ્ધાનંદનો ઉલ્લેખ શુધ્ધિ ચળવળના સંદર્ભમાં છે. તદુપરાંત નારાયણજીભાઈએ વીરાણી ખાતે જાહેર સભામાં ભાષણ આપ્યું હતું. તેમાં પણ પોતે આર્યસમાજી આંદોલન વિશે શ્રોતાઓને માહિતી આપે છે અને પોતે આર્યસમાજથી પ્રભાવિત થઈ સુધારાની દીશા ફેરવી હતી એમ કબુલે છે. નારાયણજીભાઈ આર્યસમાજી બન્યા એટલે તેમણે વૈદિક ધર્મ અને વૈદિક સંસ્કૃતિનોજ ઉલ્લેખ પ્રસંગોપાત તેમના પ્રવચનો અને પુસ્તકોમાં કર્યો છે. કારણ કે આર્યસમાજનો પાયો જ વૈદિક ધર્મ હતો. વેદ અને ઉપનિષદ જેવા આર્ષગ્રંથોમાં મૂર્તિપૂજા ન હોવાથી નારાયણજીભાઈ મૂર્તિપૂજાના વિરોધી હતા. પરિણામે સ્વ. રતનશીભાઈની મંદિર પાર્ટી નારાયણજીભાઈના વિરોધમાં જ જન્મી હતી. નારાયણજીભાઈના સમકાલીન સુધારક મિત્રો દાનાભાઈ અને પુંજાભાઈએ તો "સત્યાર્થ પ્રકાશ"નું મનન કર્યું હતું. દાનાભાઈ પોતાની કવિતામાં "સત્યાર્થ પ્રકાશ"ના જ કહેવત રૂપ થઈ પડેલા વાકયને વાપરે છે અને પુંજાભાઈ તો તેના સ્વલિખિત ગ્રંથમાં "સત્યાર્થ પ્રકાશ"નો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે, તદુપરાંત આર્યસમાજ દ્વારા સંચાલિત અમુક ગુરૂકુળો વિશે માહિતી પણ આપે છે. આમ ગુજરાત સરકારે સ્વામી દયાનંદ અને આર્યસમાજ વિશે જે સર્વ સ્વીકૃત ઈતિહાસ રજુ કર્યો છે એના આધારે અવલોકન કરતાં

એમ સ્પષ્ટ જણાઈ આવે છે કે શ્રી નારાયણજીભાઈનું જીવન અને કાર્ય એ એક નિષ્ઠાવાન આર્યસમાજીનું ધાર્મિક પાખંડો સામેનું અને વૈદિક ધર્મ સ્થાપના માટેનું પોતાની જ્ઞાતિ પુરતું એક મર્યાદીત આંદોલન હતું.

પ્રેસમાં છપાયેલા એક રિપોર્ટ મુજબ તા. ૨૧-૩-૧૯૨૬ના દિવસે કરાંચી શહેરમાં ૭૮ વ્યક્તિઓએ શુધ્ધિ કરાવી એમાં દેશલપુર (વાંઢાય)ના શ્રી શામજી વીરજી રૂડાણીએ પત્ની અને પુત્ર સહિત શુધ્ધી કરાવી હતી. એ નારાયણજીભાઈના સહકાર્યકર રહી ચુકેલા હોવાથી નારાયણજીભાઈની વિચારસરણી અને ધાર્મિક માન્યતાઓથી પૂર્ણ પરિચિત છે. એ કાળમાં શુધ્ધી કરાવ્યા પછી દૈવયોગે તેમના પત્નીનું અવસાન થતાં સતપંથના રિવાજથી વિપરિત એમણે અગ્નિ સંસ્કારનો જ આગ્રહ રાખતાં દેશલપુરના જ્ઞાતિજનોનો સહકાર ન મળ્યો. અન્ય જ્ઞાતિઓના સહકારથી અંતિમ ક્રિયા થઈ શકી. આ પાંચડાની આ પ્રકારની આ સર્વપ્રથમ ઘટના હતી. વર્તમાનમાં શ્રી શામજીભાઈ વયોવૃધ્ધ છે નારાયણજીભાઈના કાર્ય વિશે પૂછતાં તેમણે ત્રણ સાક્ષીઓની હાજરીમાં પોતાની સહીવાળું એક લેખિત બ્યાન આપ્યું. તેને ટૂંકાવીને નીચે આપ્યું છે.

"નારાયણજીભાઈ કહેતા કે આપણા વડવાઓ સૌ વેદ સનાતન સત્ય ધર્મને પાળવાવાળા હતા. સૌ જનોઈધારી હતા. ભારતીય સંસ્કૃતિના મુળ સમા યજ્ઞસંધ્યોપાસનાદિ કર્મ કરતા હતા: નારાયણજીભાઈ વેદ ધર્મનો વિજય ચાહતા હતા. એક પંથની ગુલામીમાંથી મુક્ત કરાવી બીજા વાડામાં લઈ જવા માગતા ન હતા. અને તેથી જ તેમની હયાતીમાં પણ મંદિરોની પ્રાણ પ્રતિષ્ઠા સમયે તેઓ ક્યાંય હાજર રહયા ન હતા. આ અંગેનો તેમનો વિખવાદ મતભેદ સર્વવિદિત જ છે મેં મારી પૂર્ણ સ્વસ્થ તંદુરસ્ત માનસીક શારિરીક અવસ્થામાં મારા હૃદયની વેદના તથા ઈતિહાસ પરમાત્મા સાક્ષીએ રજુ કર્યો છે.

એજ લી. શામજી વીરજી તા. ૨૩-૧૧-૮૬

આ પ્રકરણનું સમાપન કરતાં એક વિનંતિ કરૂં : મુરબ્બી શ્રી રતનશીભાઈની પ્રેરણાથી દરેક ગામમાં શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર થઈ

ગયું છે. મુર્તિપુજાને માનવાવાળા "ગીતા"ને પણ માને છે. શ્રી કૃષ્ણ ભગવાને ગીતાના નવમા અધ્યાયમાં લખ્યું છે કે વેદોના જાણનારા સત પુરુષો યજ્ઞ વડે મારી પુજા કરે છે. એજ રીતે શ્રી નારાયણજીભાઇએ સુચવેલા વૈદિક ધર્મના સિધ્ધાંત મુજબ પણ ભગવાનના પ્રત્યેક મંદિરોમાં દૈનિક સવાર–સાંજ યજ્ઞ થવો જોઇએ. આમ આપણી જ્ઞાતિના પ્રત્યેક સભ્યે મંદિરોમાં જઈ જે વસ્તુતઃ એક યજ્ઞ શાળા જ છે દૈનિક યજ્ઞ કરવો જોઇએ. જો આ રીતે ગીતાના ત્રીજા અધ્યાયમાં જણાવ્યા અનુસાર પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં પણ દૈનિક યજ્ઞ થતો રહે તો રોગ નિવારણ થશે, ઈચ્છા મુજબ વર્ષા થતી રહેશે અને બાળકોને પણ આધ્યાત્મિક સંસ્કાર મળતા રહેશે. જો આમ થાય તો જ નારાયણજીભાઇએ આપેલો સંદેશો આપણે સાર્થક કર્યો ગણાશે.

રતનશીભાઈ અને નારાયણજીભાઇને આપવા યોગ્ય આજ સાચી અંજલિ છે.



# જ્ઞાનપ્રદ લેખો

## ● જાડેજા દેવાજી : એક વિરલ વિભૂતિ

કાળી રાતની ઘનઘોર કાલિમામાંથી જેમ સુર્યનો ઝળહળતો પ્રકાશ બહાર આવે તેવી જ રીતે વહેમ, પાખંડ અને અંધશ્રધ્ધાના જમાનામાં એક અડંગ સમાજ સુધારક કવિ દેવાજીનો ઉદ્‌ભવ થયો. નખત્રાણા તાલુકાના મંજલ ગામે જાડેજા જગમાલજીને ત્યાં સંવત-૧૯૧૯ની સાલે એક બાળકુમારનો જન્મ થયો. આ બાળકુમાર આગળ જતાં મહાત્મા દેવાજીના નામે પ્રખ્યાત થઈ ગયા. એમના માતૃશ્રી સત્યનિષ્ઠ, પવિત્ર અને ધર્મપ્રેમી હોવાથી તેની અસર બાલ્યકાળમાં જ કુંવર દેવાજી ઉપર થવા લાગી. જેમ જેમ એમની ઉંમર વધતી ગઈ તેમ તેમ સત્ય સંશોધનની એમની વૃત્તિ બળવતર બનતી ગઈ. અનેક પ્રકારના વહેમોની જાળમાં અટવાઈને લોકોને પાયમાલ થતા જોઈને એમનો આત્મા કકળી ઊઠતો, અંતરમાં જાણે આગ લાગી જતી. ભોળા લોકોને ભરખી જતી અંધશ્રધ્ધાને નષ્ટ કરવા એમણે કમર કસી લીધી. આ કાર્યને પાર પાડવા એક વાર તો એમણે દેશાટન દ્વારા દુનિયાનો અનુભવ લેવાનો નિર્ણય કરી લીધો. ભારત ભૂમિના જુદા જુદા મતમતાંતરો અને જુદા જુદા પંથો સંપ્રદાયોનો ઊંડો અભ્યાસ શરૂ કર્યો. ગોડ વિદ્યા, ઇંદ્રજાળ, મંત્રતંત્ર વગેરેનો પૂરો અનુભવ કરી લીધો. જ્યોતિષને પણ બુધ્ધિની કસોટી પર કસી દીધું. દેવનો આવેશ લઈને ધુણનાર ભોપા પણ બન્યા. ક્યાં કેટલું સત્ય છે તેનું ઝીણવટથી નિરીક્ષણ કરી લીધું. પ્રત્યેક પ્રવૃત્તિનું બારીક અવલોકન કરતા એમને સમજાયું કે આ બધી પ્રપંચજાળ છે, ઈન્દ્રજાળ છે, ઠગબાજીના પાયા પર ધતીંગનો મહેલ ઊભો કરવામાં આવ્યો છે.

આ સમય દરમ્યાન ભારતમાં મહર્ષિ દયાનંદ સત્યનો ડંકો બજાવતા ધુમી રહયા હતા. '**સત્યાર્થ પ્રકાશ**'ના તેજ કીરણો વહેમ, **પાખંડ**, અજ્ઞાન, અવિદ્યા અને અંધશ્રધ્ધાના અંધકારને ભેદીને ભારતીય આકાશમાં

[૧૪૫]

જ્ઞાનની ઉષાનું અજવાળું ફેલાવી રહયા હતા. દેવાજીને મહર્ષિ દયાનંદના 'સત્યાર્થ પ્રકાશ'ના દર્શન થયાં આ દર્શન થી એમના જ્ઞાન ચક્ષુ ઉઘડી ગયા સત્ય સંશોધનની લગની લાગી ગઈ. એમનું કવિ હૃદય એમની વહારે આવ્યું અનેક અનુભવોને અંતે ઢોંગ અને ધર્તીપનાં જાળાને ઝુડી નાખનાર 'દેવાનુભવ દેવાકર' નામે એમના ક્રાંતિકારી પુસ્તકનું પ્રકાશન થયું. જગતની જુદી જુદી બાજીગરીનું બારીક નિરીક્ષણ કરીને સંવત ૧૯૫૭ની સાલે ૪૧ વરસની પુખ્ત ઉંમરે એમણે આ પુસ્તકની રચનાનો આરંભ કરેલો. લગભગ ૧૧ વરસની જહેમત પછી આ કાર્ય એમણે પુરૂં કર્યું.

આ ક્રાંતિકારી અમૂલ્ય પુસ્તકના પ્રકાશન માટે કચ્છ પત્રીના ભક્ત કવિ પ્રતાપહરિ જુણાજીએ તથા સૌરાષ્ટ્રના સુવિખ્યાત સાહિત્યકાર ધીરસિંહ વહેરાભાઈ ગોહિલે ખુબ પરિશ્રમ ઉઠાવ્યો હતો.

કવિ દેવાજી કેવા નીડર અને ક્રાંતિકારી હતા તે એમની પુસ્તિકા પરથી એમના વિચારો પરથી સમજી શકશે. એમની તેજસ્વી બુધ્ધિ અને તર્કશક્તિના પણ આ પુસ્તકમાં દર્શન થશે. અસત્યનું છેદન અને સત્યનું પ્રતિપાદન કરવાની એમની શક્તિ અનેરી હતી. એમણે પોતાનું આખું જીવન લોકોને અજ્ઞાનતાની ગર્તામાંથી બહાર કાઢવામાં ખર્ચી નાખ્યું હતું.

કચ્છના જાડેજાઓ જે વખતે અમલના ઘેનમાંથી ઊંચા આવતા નહોતા દીકરીઓને દુધ પીતી કરવામાં પણ જેમને દયા આવતી ન હોતી, એવા જાડેજા પરિવારમાં સંત મહાત્મા દેવાજી જેવા ક્રાંતિકારી મહા કવિનો જન્મ થાય એ પણ એક વિધિનો જ સંકેત ગણી શકાય.

આવા એક સત્ય શોધક કવિને કચ્છની જનતા જયારે ભૂલી જવા આવી હતી એ વખતે આ કવિરાજને કાળની ગર્તામાંથી બહાર કાઢી એમની ક્રાંતિકારી કૃતિઓનું પ્રકાશન કરનાર એજ કચ્છના કડવા પાટીદારોની જ્ઞતિ છે આવા ઉત્તમ કાર્ય માટે એમને જેટલો ધન્યવાદ આપીએ તે ઓછો છે

— દુલેરાય કારાણી
અમદાવાદ-૧૪

# સંસ્કૃતિના જ્યોતિર્ધર સ્વામી દયાનંદ સરસ્વતી

લેખક : નારાણદાસ વેલાણી

સ્વામી દયાનંદનો જન્મ સૌરાષ્ટ્રમાં મોરબી શહેરની નજીક ટંકારા નામના ગામમાં ઈ.સ. ૧૮૨૪માં થયો હતો. બાળપણમાં શિવલીંગ પર ઉંદરડાને ફરતો જોયો. તેથી ઈશ્વરની શક્તિ વિશે સંશય થયો. પછી બહેન અને કાકાનું 'મૃત્યુ' જોયું. એથી વૈરાગ્યનો રંગ ઘેરો બનતાં ૨૧ વર્ષે ગૃહત્યાગ કર્યો. વર્ષો સુધી જ્ઞાન પ્રાપ્તિ માટે રઝળપાટ કરી અંતે મથુરામાં દંડી સ્વામી વિરજાનંદ પાસે વેદવેદાંગનું જ્ઞાન મેળવી માનવ કલ્યાણ માટે જીવન અર્પિત કરવાની દીક્ષા લઈ ગુરુથી છુટા પડયા.

સ્વામી દયાનંદે અનેક પુસ્તકો લખ્યાં અને જાહેર શાસ્રાર્થ કર્યા તેને કોઈ જીતી શક્યું નહિ. તીર્થયાત્રા, મૂર્તિપૂજા, માત્ર નામસ્મરણ, ઉપવાસ, તિલક છાપ ઇત્યાદિથી ઇશ્વર પ્રાપ્તિ થશે એમ માનવું એ અજ્ઞાન મૂલક છે એમ સ્વામી દયાનંદે સમજાવ્યું અને ભારે તાર્કિકતાથી અને આર્ય ગ્રંથોના પ્રમાણોથી સિધ્ધ કર્યું. ન્યાય ખાતર એમ કહેવું પડશે કે આજે પણ કોઈ એમની વેદોક્ત વિચાર સરણીને પડકારી શક્યું નથી. આથી જ પ્રોફેસર મેક્ષમુલરે કહયું હતું કે 'સ્વામી દયાનંદ સંસ્કૃતના પ્રકાંડ પંડીત અને વેદોના ઉદ્‌ભટ જ્ઞાતા હતા. તેઓ નિ:સંદેહ મહારથી અને મહાન સુધારક હતા.

સ્વામી દયાનંદ બધા પ્રકારની હિંસા છોડવાનો ઉપદેશ આપે છે. માંસાહારને ઘોરતમ પાપ અને પ્રાણી વધને ક્રૂરતમ કર્મ તરીકે લેખાવે છે. તેઓ તમામ જીવ સૃષ્ટિ તરફ વત્સલ દૃષ્ટિથી જોતા હતા.

તેમણે આર્યસમાજની સ્થાપના કરી અને કહયું "આર્યસમાજ કોઈ મત, પંથ કે સંપ્રદાય નથી પણ માનવ કલ્યાણ માટેનું એક આંદોલન છે."

સ્વામી દયાનંદ ભગવાન કૃષ્ણને એક પત્નીવ્રતધારી, તપસ્વી અને યોગેશ્વર માનતા હતા. કૃષ્ણે કહયું કે હું સજ્જનોનું રક્ષણ કરવા અને

દુષ્ટોનો વિનાશ કરવા જન્મું છું. સ્વામી દયાનંદ કહે છે કે માત્ર એક કૃષ્ણ જ શા માટે ? પ્રત્યેક માનવીનો જન્મ આજ હેતુ માટે થવો જોઈએ. તેઓ માનવીની વ્યાખ્યા આપતાં કહે છે : "અન્યાયકારી બળવાન હોય તો પણ તેનાથી જે ન ડરે, ધર્માત્મા ભલે નિર્બળ હોય તો પણ તેનાથી જે ડરતો રહે, પોતાના સર્વ સામર્થ્યથી ધર્માત્માઓને જે ચાહતો રહે, તેઓ અનાથ, નિર્બળ અને ગુણહીન હોય તો પણ તેમના તરફ લાગણી રાખી તેમની ઉન્નતિ કરવા જે પ્રયત્નો કરતો હોય, કોઈ ચક્રવર્તી સનાથ અને બળવાન હોય છતાં તે અધર્મી હોય તો તેની તરફ સદા અપ્રિય આચરણ કરતો હોય. પોતાની શક્તિ પ્રમાણે જે અન્યાયકારીઓના બળની હાનિ અને ન્યાયકારીઓના બળની ઉન્નતિ કરતો હોય, તે માણસ કહેવાય છે."

ભારત કોકિલા સરોજિની નાયડુ સ્વામી દયાનંદને અંજલિ આપતાં કહે છે : "લોકો ઋષિ દયાનંદનો ઉપદેશ સમજી ન શક્યા. હું તો ઋષિ દયાનંદને કૃષ્ણની વાંસળી વગાડતા અને સ્વતંત્રતા અને કર્તવ્યના પાઠ ભણાવતા જોઉં છું."

સ્વામી દયાનંદે વૈદિક સામ્યવાદનું એવું સુંદર ઉદાહરણ રજુ કર્યું કે એ યુગના એક પ્રખર સામ્યવાદી નેતા બાબુ મન્મથનાથ ચૌધરીએ કહ્યું : "જો કોઈએ સામ્યવાદને ખરેખર જીવનમાં ચરિતાર્થ કર્યો હોય તો તે મહર્ષિ દયાનંદ હતા. તેમની બરોબરી કરે તેવો કોઈ નથી. મને જો તેમનો સહવાસ પ્રાપ્ત ન થાત તો હું કદીએ સમજી ન શકત કે સામ્યવાદ ખરેખર શું છે !"

સ્વામી દયાનંદ એક અભૂતપૂર્વ મહામાનવ હતા. તેમને અઢાર વખત ઝેર અપાયું. એક વખત ઝેર આપનાર ગુનેગારને બાંધી તેમની સમક્ષ રજુ કરવામાં આવ્યો. તેમણે કહ્યું : "હું લોકોને બંધનમાં નાખવા નથી આવ્યો, બંધનમાંથી છોડાવવા આવ્યો છું." ગુનેગાર છૂટી ગયો.

એકવાર રાવ કર્ણસિંહ નામના રાજવીએ સ્વામી દયાનંદ પર ખુલ્લી તલવારે આક્રમણ કર્યું. મહાબલિ દયાનંદે તેની તલવાર આંચકી લઈ હાથથી ભાંગીને તેના ટુકડા કરી નાખ્યા. આક્રમણખોરને જવા દીધો.

[૧૪૮]

સ્વામી દયાનંદે ઘડેલા ૧૦ નિયમો પૈકી એક નિયમમાં એમ કહેવાયું છે કે 'વેદ બધી જ સાચી વિદ્યાઓનું પુસ્તક છે.' આ કથન હવે તત્વ-જ્ઞાનીઓ અને વૈજ્ઞાનિકો સ્વીકારવા લાગ્યા છે. વેદ વિષે શોધખોળ કરવા વિદ્યાપીઠો સ્થપાય છે. વેદની અમુક ઋચાઓમાં વિજ્ઞાનના ગર્ભિત રહસ્યો પડયા છે. એમ સહુ જાણે છે. ઘણા ગણિતના કોયડાઓ વેદમંત્રોના બળે ઉકેલવાનો દાવો કરે છે. આ બધું એમ પુરવાર કરે છે કે એક સૈકા પૂર્વે જે કહેવાયું તે આજે પણ સ્વીકાર્ય હોવાથી વેદનો ઉપદેશ સાર્વ-કાલિક, સાર્વજનિક અને સાર્વદેશિક છે.

સ્વામી દયાનંદ કોઇ એક પંથ, સંપ્રદાય, જાતિ કે દેશના ન હતા, પણ માનવ જાતિના મુકિત દાતા હતા. એથી એમણે લખેલા અપૂર્વ ગ્રંથ **'સત્યાર્થ પ્રકાશ'**માં કુરાન અને બાઇબલની પણ સમીક્ષા કરવામાં આવી છે, માત્ર હિન્દુ ધર્મના મતમતાંતરોની જ નહિ !

મોટા ભાગના ક્રાંતિકારીઓએ કોઈ એકાદ ક્ષેત્રમાં ક્રાંતિની મશાલ જલાવી હતી. પણ દયાનંદના વિરાટ વ્યકિતત્વે તો જીવનનાં તમામ ક્ષેત્રોમાં આમૂલ ક્રાંતિ કરવાનું બીડું ઝડપ્યું હતું. એમનું સ્વરચિત સાહિત્ય વાંચતાં એવું સ્પષ્ટ જણાઇ આવે છે કે આજથી એક સૈકા પૂર્વેના માનવ સમાજમાં બે પક્ષો પડી ગયા છે. એક પક્ષ પૃથ્વી પરનો સમગ્ર માનવ સમાજ છે, જયારે બીજા પક્ષે સ્વામી દયાનંદ એકલા જ છે ! છતાં આખી દુનિયાની ભેગી થયેલી શકિત આ ગુર્જર સંન્યાસીના ક્રાંતિકારી પુરૂષાર્થને રોકવા અસમર્થ નીવડે છે. સ્વ. ગોળવલકરે એથી જ કહયું હતું કે "જીવનનું કોઈ ક્ષેત્ર ઋષિ દયાનંદના વિચારોથી અસ્પૃશ્ય ન રહયું!"

નારી ઉધ્ધારક અને દલિતોધ્ધારક સ્વામી દયાનંદે બંનેને વેદોના પઠન પાઠનનો અધિકાર આપ્યો જેને માટે તેઓ હક્કદાર હતા. અનેક પ્રકારના સામાજિક અન્યાયો દૂર કર્યા. સાંપ્રદાયિક ગુરૂઓએ ફેલાવેલા પાખંડ અને અન્યાયો દૂર કરી કેળવણીને ખૂબ જ ઉતેજન આપ્યું. આથી જ સુભાષચંદ્ર બોઝને કહેવું પડયું કે : "બંગાળમાં રામકૃષ્ણ મિશને જે કંઇ કર્યું તેના કરતાં વધારે કામ આર્યસમાજે પંજાબ અને સંયુકત પ્રાતમાં કર્યું છે."

[૧૪૯]

જો તાર્કિક, બૌધિક અને વૈજ્ઞાનિક આધ્યાત્મિકતા ફેલાય અને ધર્મના નામે પંખંડો બંધ થાય તો પ્રજાનું સંગઠન થાય, બધાનો સાત્વિક આહાર હોય, રાષ્ટ્રભાષા એક હોય અને અનેક જ્ઞાતિઓના સ્થાને 'આર્ય' તરીકે ઓળખાતી એક જ જાતિ હોય, તો સંગઠન અને પ્રેમ કેમ ન વધે! રાષ્ટ્રીય એકતા માટે તેમણે પોતે ગુર્જર સંન્યાસી હોવા છતાં હિન્દીમાં જ લખ્યું. એ રીતે હિન્દી સાહિત્યની નિધિમાં પોતાના સર્જનોને કારણે મૂલ્યવાન ઉમેરો કર્યો.

એ કાળની રાજસભાના પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઇ પટેલે કહ્યું : "આ દેશમાં સૌ પ્રથમ તેમણે જ સ્પષ્ટ જાહેર કર્યું હતું કે પરદેશીઓનું રાજ્ય ગમે તેટલું સારું હોય તો પણ તે આપણા સ્વરાજ્યની તોલે નહિ આવી શકે! ચાલીસ વરસથી કોંગ્રેસનો જે કાર્યક્રમ રહ્યો છે તે બધો જ કાર્યક્રમ ઋષિ દયાનંદે આજથી ૬૦ વર્ષ પહેલાં દેશ સમક્ષ મુકી દીધો હતો." વિઠ્ઠલભાઈની જેમ જ લોકમાન્ય તિલકે અને દાદાભાઈ નવરોજીએ સ્વામી દયાનંદને જ આઝાદીની ચળવળના સૌ પ્રથમ પ્રેરક માન્યા છે. ગાંધીજીએ પણ કહ્યું હતું કે "હું જેમ જેમ પ્રગતિ કરું છું તેમ તેમ મને મહર્ષિ દયાનંદના ચરણારવિંદ જણાય છે."

સ્વામી દયાનંદના દેહ વિલય પછી પણ ભારતના ક્રાંતિકારીઓમાં આર્યસમાજીઓ ઘણી મોટી સંખ્યામાં હતા. સ્વામી દયાનંદ જ રાષ્ટ્રની પ્રગતિના મૂળમાં હોવાથી શ્રી અનંત શયનમ આયંગરે તો સ્પષ્ટ જણાવી દીધું હતું કે : "જો મહાત્મા ગાંધી રાષ્ટ્રપિતા છે તો મહર્ષિ દયાનંદ રાષ્ટ્રપિતામહ!"

પશ્ચિમના મહાપુરૂષો ઉપર સ્વામી દયાનંદના વ્યક્તિત્વે વશીકરણ કર્યું હતું, છતાં વિસ્મય તો એ છે કે સ્વામી દયાનંદ અંગ્રેજી જાણતા ન હતા. કોંગ્રેસના સ્થાપક મિ. હ્યુમે કહ્યું : "હું ઋષિ દયાનંદની બુટની દોરી પણ છોડવાને લાયક નથી." શ્રી એન્ડ્રુ જેક્શન ડેવીસે કહ્યું : "આર્યસમાજ એક એવી જ્વાળા છે જે બુઝાવી શકાશે નહિ, નિરંતર વિસ્તાર પામતી રહેશે!"

રોમારોલાંએ કહ્યું : "જ્યારે ભારત વિષે વિચાર કરવો હશે ત્યારે આપણે દયાનંદના નામથી જ કરવો પડશે." રાજસે મેકડોનાલ્ડે કહ્યું : "મહર્ષિ પવિત્ર આત્માઓ માંહેના એક હતા, જેમનો જન્મ કોઈ કોઇ વારજ થાય છે!" મોનિયર વિલિયમે તેમને પ્રગતિ સમર્થક અને દેશોદ્ધારક કહયા.

ગોરી સતા સ્વામી દયાનંદના વિચારો અને કાર્યોથી ચોંકી ગઇ હતી. વાઇસરોય સાથે સ્વતંત્રતાની વાત નીકળતાં દયાનંદે તેમને ભારત છોડી જવા કહયું. હવે બ્રિટીશ હકુમતને આ સંન્યાસી પોતાના માર્ગમાં આડખીલી જેવા લાગતા હતા. ત્યાં એક ઘટના બની એક રાજવીને સ્વામી દયાનંદે વેશ્યાગમન છોડી દેવા સમજાવ્યો. છંછેડાયેલી વેશ્યાએ રસોયાને ફોડી રાત્રે દૂધમાં સોમલ નામનું ઝેર ભેળવીને સ્વામી દયાનંદને પાઈ દીધું. અને અંતે દીપાવલીના દિવસે જગતનો ક્રાંતિસુર્ય આથમી ગયો. ઈ.સ. ૧૮૮૩

સ્વામી દયાનંદની હત્યામાં રસોયાને માત્ર નિમિત્ત બનાવ્યો હતો. પરદા પાછળ તો બ્રિટીશ રાજસત્તા હતી. એથી જ ઝેર પીવડાવ્યા પછી તેમની સારવારમાં વિઘ્ન નાખવામાં આવ્યું અને છેવટે આવી કુર હત્યાની તપાસ પણ કરવામાં ન આવી.

સ્વામી દયાનંદમાં ભિષ્મ જેવું બ્રહમચર્ય હતું હનુમાન જેવું બળ હતું. દધિચી જેવો ત્યાગ હતો. ધરતી જેવી ક્ષમાશીલતા હતી. બુધ્ધ જેવી કરૂણા હતી! તેમણે પોતાના જ્ઞાન સુર્યથી આખી પૃથ્વીના અંધકારને ભેદયો હતો.

કવિવર રવિન્દ્રનાથ ઠાકુરે કહયું : "આપણને પવિત્રતા અને સત્યનો દિવ્ય મંત્ર સુણાવ્યો તે જગદ્ગુરૂ દયાનંદને મારી વંદના હો!"

[નોંધ: આ લેખ 'આકાશવાણી' ભુજ દ્વારા તા. ૧૨-૧૧-૮૫ના દીપાવલીની સવારે ૯-૦૫ વાગ્યે પ્રસારીત થયો હતો.] આકાશવાણીના સૌજન્યથી

# આર્યસમાજ

આજે ભારતના મોટા ભાગમાં આર્યસમાજ અને તેના સ્થાપક ઋષિ દયાનંદના યશોગાન પ્રસારીત થઇ ગયાં છે પણ શરૂઆતના તબક્કામાં આર્યસમાજે પ્રબળ સંઘર્ષ ખેડયો છે એની બહુ ઓછાને જાણ છે. અને ખરું જોતાં આવા સંઘર્ષ પર જ દરેક સંસ્થાનું અસ્તિત્વ નિર્ભર હોય છે.

જનમાનસમાં ધરતીકંપ અને ઝંઝાવાત લાવવા માટે નદીના જેવો જ ઇતિહાસ દરેક આંદોલનનો હોય છે. જેવી રીતે ગિરિશ્રુંગોમાંથી નીકળતી નદી, નાળાંના રૂપમાં પર્વતો–પથ્થરો સાથે સંઘર્ષ કરતી કરતી સપાટ મેદાન તરફ આગળ વધે છે ત્યારે સમગ્ર પર્વતીય પ્રદેશ તેના સમસ્ત દિશાઓમાં વ્યાપ્ત કોલાહલથી ગુંજી ઊઠે છે. આ નાળામાં ત્યારે જલનો જથ્થો અને ઊંડાઇ વધારે નથી હોતી, પણ તેને આગળ વધવા માટે સ્થળ સ્થળ પર પથ અવરોધક શિલાઓ, ભેખડો, પથ્થરો સાથે આથડવું પડે છે. આ નળું જ્યારે પર્વતમાળાઓમાંથી નીકળી સપાટ જમીન પર આવે છે ત્યારે તેનો કોલાહલ મંદ થઇ જાય છે પણ બીજી બાજુ તે અપૂર્વ જળરાશિ અને ગંભીરતાની સાથે મસ્તાની ગતિથી જુદા જુદા રૂપમાં સેવારત થઇ જાય છે. તેવી રીતે દરેક આંદોલનનું છે.

આર્યસમાજ આમાં અપવાદ નથી. પહેલાં તેમાં નદીની જેમ અપૂર્વ કોલાહલ હતો, ત્યારે તે આંદોલનના રૂપમાં હતો. હવે સંસ્થા રૂપમાં ભુતલ પર નદીની જેમ તેણે પ્રશાંત, ગંભીર, સોદ્દેશ્ય, અકંપિત, અડગ, ક્રમિક ગતિ સાથે પોતાનું અતુટ અને અનુપેક્ષિત સ્થાન બનાવી લીધું છે.

આપણે તેનો ઇતિહાસ જોઇએ.

**સ્થાપના :–**

મહર્ષિ દયાનંદ મનુષ્ય માત્રનું હિત ચાહતા હતા. તેમનું એક માત્ર લક્ષ એ હતું કે આખી પૃથ્વી ઉપર વૈદિક ધર્મનો પ્રચાર હોય આ ઉદ્દેશની સિધ્ધિ માટે જ તેમણે ખંડન અને શાસ્ત્રાર્થનો માર્ગ અપનાવ્યો. મનુષ્ય માત્રમાં આર્યજાતિ પણ સામેલ છે. આર્યજાતિ પ્રત્યે તેમને

વિશેષ પ્રેમ હતો તે એટલા માટે નહિ કે તેઓ તેમાં પેદા થયા હતા, પણ આર્યજાતિ **વૈદિક ધર્મ** અને **વૈદિક સંસ્કૃતિની** વધુ નજીક હતી એજ એક માત્ર કારણ હતું. જો કે આર્યજાતિમાં કેટલાય દોષો ઘુસી ગયા હતા પણ ઋષિનો એ વિશ્વાસ હતો જે બરાબર જ હતો કે સુધારાથી આર્યજાતિને આ દોષોથી મુક્ત કરી શકાશે. પણ સુધારા સાથે આર્યજાતિના રક્ષણનો પ્રશ્ન પણ એટલો જ મહત્વનો હતો. રક્ષણની દષ્ટિએ આર્યજાતિ પર સૌથી વધારે આક્રમણ કરનાર વિદેશી ધર્મ હતો અને તે ઈસાઈયત અને ઈસ્લામ હતા. રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ એ જરૂરી હતુ કે આર્યજાતિની રક્ષા કરવામાં આવે, કારણ કે આર્યજાતિ અને ભારત દેશનો સંબંધ અતુટ છે. એટલા માટે મહર્ષિએ ત્રણ મુદ્દાનો કર્યક્રમ બનાવ્યો **આર્યજાતિનું રક્ષણ, તેની સુધારણા અને ઇસાઇયત/ઇસ્લામ ઉપર પ્રતિઆક્રમણ** પોતાની આ ગંભીર યોજનાને કાર્યાન્વિત કરવા માટે સ્વામીજી સચેત થઈ ગયા. તેમને મનમાં વેદમૂલક અને પ્રાચીન વેદાનુકુલ સંસ્કૃતિ પર આધરિત સમાજની સ્થાપનાનો વિચાર અંકુરિત થયો. તેથી તેઓ જયારે તા. ૨૨-૧૦-૧૮૭૪માં મુંબઈ પ્રચાર માટે આવ્યા અને પ્રચારથી તેમના અનુયાયીઓની સંખ્યા ઘણી વધી ત્યારે શહેરના કેટલાક મુખ્ય મહાનુભાવોને સ્વામીજીના ઉપદેશનો લાભ લેવા અને પ્રચાર કરવા એક સંસ્થાની સ્થાપનાની જરૂરિયાત સમજાવા લાગી. તેમણે સ્વામીજીને સંસ્થાનું નામ સુચવવા વિનંતિ કરી ત્યારે સ્વામીજીએ ખુશ થઈ સંસ્થાનું નામ **આર્યસમાજ** રાખવા કહયું જે બધાને ખૂબ ગમ્યું. આથી તા. ૭-૪-૧૮૭૫, બુધવારના દિવસે ગીરગાંવ-મુંબઈમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.



[૧૫૩]

# આર્યસમાજના દાર્શનિક અને લૌકિક સિધ્ધાંત

મહર્ષિ દયાનંદે જ્યાં ઉગ્ર સમાજ સુધારક આંદોલનની સાથે સાથે પૌરાણિક મત, ઈસાઈયત, ઈસ્લામ આદિના નિર્મમ ખંડનનો માર્ગ અપનાવ્યો ત્યાં હિન્દુધર્મથી પોતાને અલગ પણ ન કર્યા અને વેદનો ઇશ્વરીય જ્ઞાન તથા અપૌરૂષેયના સિધ્ધાંત પર કોઇથી કયારેય સમજુતી પણ ન કરી. સિધ્ધાંતોની આ સ્થિરતા, દઢતા અને એકરૂપતાનું જ અવલંબન ઋષિના ઉતરાધિકારીના નાતે આર્યસમાજે કર્યું આજ તેના જીવંત, પ્રાણવાન, સશક્ત અને અવિચલ સંગઠનના રૂપમાં આજ સુધી અગ્રેસર અને પ્રગતિશીલ તરીકે જીવિત રહેવાનો એક માત્ર હેતુ છે. સંક્ષેપમાં-આર્યસમાજ એ એક વૈદિક ધર્મ પ્રચારક સંઘ છે.

આર્યસમાજના સંસ્થાપક ઋષિ દયાનંદે વેદોને સુલભ, સાર્વજનિક, સાર્વભૌમ અને ઇશ્વરીય જ્ઞાન સિધ્ધ કરીને તેને વિશુધ્ધ અને યુક્તિ સંગત રૂપને પ્રસ્તુત કર્યું. આર્યસમાજ આ દૃષ્ટિથી વેદોના પ્રચાર સાથે જોડાયેલું છે. વેદ વિશ્વ માત્રના પ્રાણરૂપ છે, આર્યસમાજ આ સિધ્ધાંતનું પાલન અને પ્રસારણ કરતો રહયો છે. વસ્તુત આર્યસમાજનો સુત્રાત્મા વેદ જ છે.

વસ્તુતઃ આર્યસમાજના પોતાના દાર્શનિક સિધ્ધાંત તો કંઈ પણ નથી, જે વેદાનુકુલ સિધ્ધાંત શાસ્ત્રોમાં પ્રતિપાદિત કરવામાં આવ્યા છે, આર્યસમાજ તેને માને છે. મહર્ષિ દયાનંદે **માત્ર વેદને** જ એવી કસોટી માની છે જેના પર દરેક સિધ્ધાંતને પારખી શકાય છે. એટલા માટે થોડા શબ્દોમાં કહીએ તો **'વેદ જે કહે છે, આર્યસાજ માટે તે જ માન્ય છે.'**

સંસારમાં મોટા ભાગના ધર્મગુરૂઓ અને સંપ્રદાય સ્થાપકોએ પોતાનાં વચનોને અંતિમ પ્રમાણ જાહેર કરી તેને જ સિધ્ધાંતનું રૂપ આપી દીધું છે. આનું સ્વભાવિક પરિણામ એ આવ્યું કે આ ધર્મો અને સંપ્રદાયોમાં અનેક વ્યક્તિગત, તર્કયુક્તિ શુન્ય, આડંબર યુકત અને તત્કાલીન સામાજિક રીતરિવાજો, પ્રથાઓ, પરંપરાઓ અને વ્યવહાર

આદિએ **અટલ ધર્મ** અને **મંતવ્ય રૂપ** ધારણ કરી લીધું છે **મહર્ષિ** દયાનંદ આ વિષયમાં એક રીતે સંસારના ધર્મ ગુરૂઓ અને સંપ્રદાય સંસ્થાપકોમાં **સર્વથા અપવાદ** રૂપ છે. આર્યસમાજ માટે વેદ પ્રતિપાદિત સિધ્ધાંતોનું નિરૂપણ કરતાં તેમણે પોતાના વ્યક્તિત્વને **સર્વથા અલગ,** અલિપ્ત અને **અશિલષ્ટ** રાખ્યું છે. પરિણામ સ્વરૂપ સ્વામી દયાનંદને જો બધી રીતે **તટસ્થ** કરી **નાખવામાં** આવે તો પણ વૈદિક સિધ્ધાંત અટલ રહેશે. **આમ** તો **આર્યસમાજના** સિધ્ધાંતો તેના **૧૦ નિયમો** અને **૧૦૦ મંતવ્યો**માં સમાઇ જાય છે, છતાં તેના અમુક પ્રમુખ આધાર-ભુત સિધ્ધાંતોનું દાર્શનિક દષ્ટિથી અહીં નિરૂપણ કરવું આવશ્યક છે.

### (૧) ત્રૈતવાદ : ઇશ્વર, જીવ અને પ્રકૃતિ :-

આર્યસમાજ રામાનુજાચાર્યના **દ્વૈતવાદ** અર્થાત્ ફકત **બ્રહ્મ અને જીવને** અથવા શંકરાચાર્યના **અદ્વૈતવાદ** અર્થાત્ માત્ર બ્રહમને નથી સ્વીકારતો. તે **ત્રૈતવાદ અર્થાત્** વેદ અનુસાર બ્રહમ, જીવ અને પ્રકૃતિની નિત્યતાને સ્વીકારે છે. **બ્રહ્મ** અર્થાત્ પરમાત્માનું સ્વરૂપ સત, ચિત અને આનંદ છે અને ગુણો આર્યસમાજના બીજા નિયમમાં બતાવ્યા મુજબ અનંત છે. જીવ **સત્ય,** ચેતન સ્વરૂપ, અલ્પજ્ઞ, કર્મ કરવામાં સ્વતંત્ર અને ફળ ભોગવવામાં પરતંત્ર, મોક્ષ પ્રાપ્તિ સુધી શરીરના બંધનમાં આવવા જવા વાળો છે. **પ્રકૃતિ** માત્ર સત્યરૂપ, જડ અને પરિવર્તનશીલ છે. આ ત્રણેનો પરસ્પર સંબંધ છે.

### (૨) ચાર વેદ જ ઇશ્વરીય જ્ઞાન :-

સૃષ્ટિની શરૂઆતમાં પ્રાણી માત્રના કલ્યાણ માટે ઇશ્વરે અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરા નામના ચાર ઋષિઓના શુધ્ધ હ્રદયમાં પોતાની પ્રેરણાથી જે જ્ઞાન આપ્યું તે **ચાર વેદ**. વેદ ઈશ્વરીય જ્ઞાન હોવાથી અપૌરુષેય છે અને કોઈ વ્યક્તિ, સમૂહ જાતિ, દેશ, રાષ્ટ્ર આદિના ઇતિહાસ ગ્રંથ નથી. વેદ સાર્વભૌમ છે અને ઇશ્વર પ્રદત હોવાથી સ્વતઃ પ્રમાણ છે. અન્ય ગ્રંથ ઉપવેદ, બ્રાહમણગ્રંથો, વેદાંગ, દર્શન શાસ્ત્રો, ઉપનિષદ આદિ પરત પ્રમાણ એટલે કે વેદ આધારિત છે. તેમાં જે જે વેદાનુકુલ છે તે પ્રમાણિત અને વેદપ્રતિકુલ છે તે અપ્રમાણિત છે.

**(૩) મોક્ષ :-** ત્રણ પ્રકારનાં દુ:ખો **આધિભૌતિક** (અન્ય પ્રાણીઓ અને હિંસક જીવજંતુઓથી પ્રાપ્ત) **આધિ દૈવિક** (અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ભુકંપ આદિથી પ્રાપ્ત) અને **આધ્યાત્મિક** (શરીરના રોગ, મનની અશાંતિ અને આત્માની અપવિત્રતા, અજ્ઞાનથી પ્રાપ્ત)થી છુટી નિરંતર આનંદ પ્રાપ્ત કરવો તેનું નામ મોક્ષ છે. મોક્ષ નિયત કાળ સુધી જ હોય છે. મોક્ષ પછી જીવને ફરીથી જન્મ મરણના ચકરમાં આવવું પડે છે.

**(૪) પુનર્જન્મ અને આવાગમન :-**

જીવનું પોતાનાં કર્માનુસાર જુદી જુદી યોનિઓમાં આવવા જવાનું નામ **આવાગમન** છે અને મોક્ષ ન મળે ત્યાં સુધી ફરી ફરીને જન્મ લેવો તેને **પુનર્જન્મ** કહે છે.

યોનિઓ બે પ્રકારની છે એક **ભોગયોનિ** જેમાં પશુ, પક્ષી, કીટકો અને વનસ્પતિ આવે છે. જે ફક્ત ગત જન્મોનાં કર્મોનાં ફળ ભોગવે છે. બીજી **ભોગ તથા કર્મયોનિ** જેમાં માનવ આવે છે જે પોતાના કર્મોનું ફળ ભોગવે છે સાથે સાથે નવાં કર્મો પણ કરે છે.

**(૫) વર્ણાશ્રમ સિધ્ધાંત :-**

મનુષ્ય જીવનના બે ભાગ છે એક **વ્યકિતગત** અને બીજો **સામાજિક** બંનેના પુર્ણ સમન્વયથી જ જીવન સુખી બની શકે છે. વર્ણ અને આશ્રમનો આધાર જન્મ નહિ પણ ગુણ, કર્મ અને સ્વભાવથી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે.

**વ્યકિતગત જીવનમાં** ગુણ અને યોગ્યતા પ્રાપ્ત કરવા વૈદિક ધર્મમાં **ચાર આશ્રમ** સ્થિર કરવામાં આવ્યા છે.

**બ્રહ્મચર્યાશ્રમ** : ઓછામાં ઓછી ૨૫ વર્ષની ઉમર સુધી તપ અને શ્રમ દ્વારા શિક્ષણ પ્રાપ્ત કરી જીવન યાત્રાની તૈયારી કરવાનો આ આશ્રમ છે.

**ગૃહસ્થાશ્રમ**-ઋતુકરૃવતિનો નિયમ પૂર્વક વિવાહ કરીને ઉત્તમ સંતાન પેદા કરવા અને ધર્માનુસાર આજીવિકા ચલાવવી. આ આશ્રમ ૨૫ વર્ષનો છે.

**વાનપ્રસ્થાશ્રમ**--ગૃહસ્થનાં કર્તવ્યોનું પાલન કરી, તેનાથી વિરકત થઈ, એકાંતવાસ, આત્મચિંતન, સ્વાધ્યાય-સત્સંગ કરતાં કરતાં પ્રાણીમાત્ર તરફ ધ્યાન અને સેવાની ભાવના રાખવી.

**સન્યાસાશ્રમ**-સર્વ પ્રકારનાં બંધનોથી મુકત થઇ જીવનની પ્રત્યેક ક્ષણ મોક્ષ પ્રાપ્તિના સાધનો અને સર્વભૂત હિતાય માટે અર્પણ કરવી.

સમાજને સુવ્યવસ્થિત રૂપથી સંગઠીત કરવા, સંયમની ભાવના ઉત્પન્ન કરવા અને વધારવા તથા જીવિકા નિર્વાહ માટે શ્રમવિભાજનના સિદ્ધાંત પર વૈદિક ધર્મમાં ચાર વર્ણોનું વિધાન કરવામાં આવ્યું છે. આનો પાયો ગુણ, કર્મ અને સ્વભાવ છે, જન્મ કોઇ રીતે પાયો નથી.

**બ્રાહ્મણ**-વેદ શાસ્ત્રોનું ભણવું ભણાવવું, જનતાને શિક્ષણ આપવું, ઉપદેશ દેવો, યજ્ઞ આદિ ધાર્મિક કાર્યો સંપાદન કરવા અને પ્રજા દ્વારા પ્રાપ્ત દાનથી લોભ રહિત થઈ જીવિકા ચલાવવી.

**ક્ષત્રિય**-રાજ્યનું શાસન કરવું, રાષ્ટ્ર રક્ષામાં સદા તત્પર રહેવું, યુદ્ધ કરવું, પ્રજા સાથે ધર્મ અને ન્યાય અનુકુળ વ્યવહાર કરવો વગેરેથી આજીવિકા ચલાવવી.

**વૈશ્ય**-ધર્માનુસાર વ્યાપાર, કૃષિ, પશુપાલન આદિનો વ્યવસાય કરવો.

**શૂદ્ર**-સમાન અવસર મળવા છતાં પણ વિદ્યા ન ભણી શકવી અને ફકત શારીરિક પરિશ્રમ દ્વારા રાષ્ટ્રની સેવા કરી આજીવિકા ચલાવવી.

**(૬) સંસ્કાર** :- ગર્ભાધાનથી લઈ અન્ત્યેષ્ટિ સુધી માનવ જીવન સાથે સંબંધિત ૧૬ સંસ્કારો કરવા જે આ પ્રમાણે છે. ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, મુંડન, કર્ણવેધ, ઉપનયન, વેદારંભ, સમાવર્તન, વિવાહ, વાનપ્રસ્થ, સન્યાસ અને અંત્યેષ્ટિ

**(૭) દૈનિક કર્તવ્ય પંચમહાયજ્ઞ** :-

દૈનિક કર્તવ્ય બે પ્રકારનાં છે એક **નૈત્યિક** અને બીજું **નૈમિતિક** **નૈત્યિક** કર્તવ્યોમાં પાંચ કર્તવ્ય જેને **પંચમહાયજ્ઞ** પણ કહે છે બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, બલિવૈશ્વદેવયજ્ઞ અને અતિથિયજ્ઞ આવે છે.

**નૈમિત્તિક** કર્તવ્યોમાં અમાસ, પૂર્ણિમા, તથા વિશેષ પર્વ અને તહેવાર પર યજ્ઞ કરવામાં આવે છે.

**(૮) કર્મ અને કર્મફળ :–**

કર્મ કર્યા વગર મનુષ્ય એક ક્ષણ પણ રહી શકતો નથી. જીવિત રહેવા માટે કર્મ કરવું જરૂરી છે. કર્મ કર્યા પછી તેના ફળથી મનુષ્ય બચી શકતો નથી. જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે પણ ફળ ભોગવવામાં પરતંત્ર છે. સુખ માટે મનુષ્યે બે જાતનાં કર્મ કરવાં જોઇએ **વ્યકિતગત** અને **સામાજિક** વ્યકિતગત જેનાથી તેના પોતાના કર્મ સારાં હોય અને તે દુઃખ ન ભોગવે અને સામાજિક જેનાથી સમાજમાં ખરાબ માણસો ન રહે અને તેમના ખરાબ કર્મોથી બીજાને કષ્ટ ન ભોગવવું પડે. મનુષ્યે કર્મને ધર્મ સમજી કરવું ફળની ઇચ્છા રાખ્યા વગર થતા કર્મો **નિષ્કામ કર્મો** કહેવાય છે. જે કર્મ ફળની ઇચ્છાથી કરવામાં આવે છે તે **સકામ** કર્મ છે.

**(૯) ભક્ષ્યાભક્ષ્ય :–** ભોજનની મનના વિચારો ઉપર ગાઢ અસર થાય છે. તેથી મનુષ્યે માંસ, મદિરા, ધુમ્રપાન અને બીજા નશીલા દ્રવ્યોનું સેવન ન કરવું જોઇએ. હિંસાથી પ્રાપ્ત ભોજન મનમાં હિંસાના વિચારો પેદા કરે છે અને વધારે છે.

**(૧૦) સ્ત્રી-પુરૂષની સમાનતા :–**

વૈદિક ધર્મમાં નર અને નારી બંનેના સમાન અધિકાર ગણવામાં આવ્યા છે. નારી પુરૂષથી હીન નથી. તેને પણ પુરૂષની જેમ વેદ આદિ શાસ્ત્રો ભણવાનો સમાન અધિકાર છે,

**(૧૧) અછૂત કોઇ નહિ :–** વૈદિક ધર્મમાં ચોથો વર્ણ શુદ્ર તો છે પણ તે કોઇ રીતે અછુત અને તિરસ્કૃત નથી. તેને પણ વેદશાસ્ત્રો ભણવાનો અને સાંભળવાનો પૂર્ણ અધિકાર છે. વૈદિક ધર્મ કોઇ જ પ્રકારની છુતાછુત અને કોઇના પ્રત્યે ઘૃણા તથા હીન ભાવનામાં નથી માનતો.

**(૧૨) શુદ્ધિનું ઉન્મુક્ત દ્વાર :–**

વૈદિક ધર્મના દ્વાર બધા માટે ખુલા છે. તેમાં જાતિ, દેશ, લિંગ, રંગ આદિના ભેદ વગર પ્રવેશ કરી શકાય છે, આર્યસમાજ ધર્મ પ્રચારક સંસ્થા છે, તેથી શુધ્ધિનું પણ તેમાં મુખ્ય સ્થાન છે.

**આર્યસમાજનો પ્રભાવ :–**

ઋષિવરના વેદાનુકુલ સિધ્ધાંત અનુસાર આર્યસમાજની એ દૃઢ માન્યતા છે કે સંપૂર્ણ વિકાસ, ઉન્નતિ અને લક્ષ્ય વ્યકિત પર આધારિત છે અને વ્યકિત નિર્માણથી જ સામાજિક તથા સાર્વજનિક જીવનનું નિર્માણ થાય છે.

પાશ્ચાત્ય વિચાર સરણી ખાસ કરીને સામ્યવાદીઓ માને છે કે સમાજની સરખામણીમાં વ્યકિત નિકૃષ્ટ અને તુચ્છ છે. મનુષ્ય સમાજનું બાળક છે. સમાજ જ મુખ્ય છે. સમાજની આવશ્યકતાઓ આગળ કોઈ મનુષ્ય સ્વતંત્ર નથી. પણ વૈદિક સિધ્ધાંતો અનુસાર આર્યસમાજ માને છે કે મનુષ્ય માટે સમાજનું સ્થાન બીજા નંબરે આવે છે. પહેલું સ્થાન તો સમાજના ઘટક મનુષ્યનું છે. જો વ્યકિતનું સ્તર શ્રેષ્ઠ ન હોય તો સમાજનું સ્તર શ્રેષ્ઠ થઈ શકે નહિ. માણસની ઉપેક્ષા કરી સમાજના કોઈ પણ સ્વરૂપનું ચિંતન થઈ શકે નહિ. ફળસ્વરૂપ માણસ ફકત સામાજિક પ્રાણી ન હોતાં બુધ્ધિશીલ પ્રાણી મુખ્ય છે. બાહય સાધન હોવા છતાં પણ મનુષ્યનો આત્મા હમેશાં સ્વતંત્રતા અને ઉચ્ચતાની શોધમાં રહે છે. સમાજ આમાં બાધક બની શકે નહિ. વ્યકિતનો આધાર આત્મા છે.

ગૃહસ્થને સ્મૃતિકારોએ સર્વોચ્ચ આશ્રમ માન્યો છે. આ રીતે ગૃહસ્થનો મહિમા સ્મૃતિઓમાં હોવા છતાં મહાભારત યુધ્ધ પછી મધ્યયુગથી ૧૯મી સદી સુધી ભારતમાં જેટલા આચાર્યો, સંત મહાત્માઓ, ગુરૂ આદિ થયા તે બધાએ ગૃહસ્થ અને નારી બંનેની ખુબ નિંદા કરી છે. નારીને તો નરકની ખાણ સુધ્ધાં ગણી છે. મહાભારત પછી મહર્ષિ દયાનંદ પહેલા

મહાપુરૂષ થયા જેમણે વેદ-શાસ્ત્રોના આધારે ગૃહસ્થની આવશ્કતા અને પવિત્રતાનું સ્વરૂપ બતાવ્યું અને નારીને પૂજા, સન્માન તથા આદરને યોગ્ય બનાવી. તેમણે ગૃહસ્થને **સુખધામ** બનાવવા માટે બાળલગ્ન, બહુપત્નિ પ્રથા અને વૃધ્ધ વિવાહ આદિ કુરીતિઓનું જયાં પ્રબળ ખંડન કર્યું ત્યાં યુવાનીમાં યુવક અને યુવતિની પરસ્પર ઇચ્છા અને સ્વીકૃતિ અનુસાર વિવાહ કરવા ઉપર ભાર દીધો. બાળલગ્નના ફળ સ્વરૂપ હિન્દુ જાતિમાં લાખો બાળ વિધવાઓ છે જેનાથી એક તરફ દુરાચાર વૃધ્ધિ તો બીજી તરફ વિધર્મીઓને તે વિધવાઓને પોતાની જાળમાં ફસાવવાનો અવસર મળે છે. ઋષિએ **આપદ ધર્મ**ના રૂપમાં ગૃહસ્થની પવિત્રતાની દૃષ્ટિએ આ વિધવાઓના પુનર્વિવાહની આજ્ઞા આપી. સાથે વિધવા અનાથોની રક્ષા અને શિક્ષણ ઉપર વિશેષ ભાર આપ્યો. આર્યસમાજ ઋષિના નિર્દેશ અનુસાર ગૃહસ્થાશ્રમની પવિત્રતા અને ઉચ્ચતા પર હમેશાં ભાર દેતો આવ્યો છે. એ આર્યસમાજની આ ક્ષેત્રમાં વિશેષ દેન છે કે આજ ગૃહસ્થાશ્રમનું સર્વથા રૂપાંતર થઈ ગયું છે, જો કે નવા જમાનામાં નવી સમસ્યાઓ આવી છે જેનું સમાધાન આર્યસમાજના નેતૃત્વમાં શાસ્ત્રોક્ત ઉપાયોથી જ થઈ શકે છે.

ઋષિવરના ઉપદેશ મુજબ આર્યસમાજ પતિ-પત્નિમાં જીવન પર્યંત સહયોગી/સાથીની ભાવના, દામ્પત્ય પ્રેમ, અર્થશુચિતા, એક બીજા પ્રત્યે સમર્પણ અને સંતોષ તથા સંતાનનું ધર્માનુસાર પાલનપોષણ આદિ કર્તવ્યો બતાવે છે. આર્યસમાજ માને છે કે પારિવારીક જીવન પર જ સામાજિક જીવનનો આધાર છે. **સુખી પરિવાર, ઉત્તમ સમાજ** આ મુળ મંત્ર છે, જેના તરફ ચાલવા આર્યસમાજ દેશ-રાષ્ટ્રને પ્રેરણા દે છે.

આર્યસમાજ માને છે કે સામાજિક જીવનનો આધાર વ્યકિત છે. પણ વ્યકિત સ્વભાવિક રીતે જ જુદા જુદા ગુણ, કર્મ અને સ્વભાવવાળી હોય છે. તેથી જુદા જુદા ગુણ, કર્મ અને સ્વભવવાળા મનુષ્યો રૂપી વર્ણો જ સામાજિક જીવનનો આધાર બંને છે. તેથી વર્ણો વ્યકિતના જન્મ આધારિત નહિ પણ ગુણ-કર્મ-સ્વભાવ આધારિત નકકી કરવા જોઈએ. આર્યસમાજ આવી વર્ણ વ્યવસ્થાનો પ્રચાર કરે છે. વર્ણ

વ્યવસ્થામાં શક્તિનું વિકેન્દ્રીકરણ થાય છે અને આર્યસમાજ તેમાં માને છે.

વેદમાં મોક્ષનાં ત્રણ સાધન બતાવ્યાં છે ધર્મ, અર્થ અને કામ ધર્માનુસાર અર્થ (સમ્પતિ) પ્રાપ્ત કરી જીવન યાત્રાની શુભ ઈચ્છાઓને પૂરી કરવી. તે કામ. આ ત્રણેનો સમન્વય હોવો જોઈએ એમ આર્યસમાજ માને છે. ઋષિ દયાનંદે ધર્માનુસાર અર્થ પ્રાપ્તિ ઉપર ભાર આપ્યો છે.

સનાતન (પૌરાણિક) ધર્મ ઉપર આર્યસમાજની ઊંડી અસર થઈ છે. કેટલાક સનાતન ધર્મી પંડિતો હવે વેદમંત્રો પર આધારિત ઉપદેશ આપે છે. પહેલાં સનાતન ધર્મના મંચ ઉપરથી પુરાણોની કથાઓ વધારે થતી હતી પણ હવે ગીતા અને ઉપનિષદો પર પ્રવચનો અધિક પ્રમાણમાં થવા લાગ્યા છે.

સનાતન ધર્મી પંડિતો હવે સ્વામી દયાનંદના વેદ ભાષ્યને માન્યતા આપે છે, સાયણ/મહિધરના ભાષ્યને હવે અમાન્ય ઠરાવે છે. ગૌરક્ષા આંદોલનને કારણે આમ વર્તવા તેમને બાધ્ય થવું પડ્યું છે. કારણ કે સાયણ/મહિધર ભાષ્યમાં ગોવધ અને ગોભક્ષણ બતાવવામાં આવ્યું છે. સનાતન ધર્મના પુસ્તકો છાપતી **ગીતા પ્રેસ** દ્વારા પ્રકાશિત ગોરક્ષા સંબંધી પુસ્તકમાં વેદમંત્રોનો અર્થ હવે ઋષિ દયાનંદની પધ્ધતિ પ્રમાણે જ કરવામાં આવ્યો છે. આર્યસમાજ માટે આ વસ્તુ બહુ મહત્વની છે.

શિક્ષણ ક્ષેત્રમાં આર્યસમાજનું ઉગ્ર ક્રાંતિકારી કાર્ય વિદેશી શાસન કાળમાં **ગુરૂકુળો** સ્થાપવાનું હતું. સનાતનીઓએ આ ગુરૂકુળોની નકલ કરી

શ્રાધ્ધ અને અવતારોના સંબંધમાં પણ સનાતનીઓના દૃષ્ટિ કોણમાં નોંધપાત્ર પરિવર્તન આવી ગયું છે. હવે **જીવિત પિતૃશ્રાધ્ધ**નો કોઇ વિરોધ નથી કરતું અને **મૃતકશ્રાધ્ધ** સંબંધમાં ભણેલા ગણેલા સનાતનીઓ હવે એવું કહે છે કે "આ બહાને એક દિવસ પોતાના પિતરોનું સ્મરણ તો થઇ જાય છે, તેમાં શું હાની છે?" **અવતારો** સંબંધી પણ હાસ્યાસ્પદ સ્થિતિ થઈ જવાથી ગોસ્વામી ગુરુચરણદાસ જેવા અગ્રણી સનાતન ધર્મી નેતાઓને તેની વિરુધ્ધ પ્રબળ અવાજ ઉઠાવવો પડયો.

અવતારવાદ રૂપી જાતિ વિનાશક એવા સનાતન ધર્મમાંના મોટા છિદ્રને પુરવા માટે એક જ ઉપાય છે અને તે છે અવતાર ધારણના સિધ્ધાંતને જ મુળમાંથી ઉખેડી નાખવો. જે આર્યસમાજ કહે છે. સનાતનીઓ હવે પોતાની આ નિર્બળતા તરફ જાગૃત થયા છે.

આવી જ રીતે જાતિભેદ અને અસ્પૃશ્યતાના ક્ષેત્રમાં પણ આર્યસમાજની અસર થવા લાગી છે. હિન્દુ જાતિમાં ત્રણ હજારથી વધારે ઉપજાતિઓ છે. ફક્ત બ્રાહ્મણોમાં જ અઠારસો ઉપજાતિ છે. જે જાતિ આટલા ટુકડાઓમાં વહેંચાયેલી હોય તે સંગઠિત થઇ કોઇ વિદેશીઓનો સામનો કરી શકે ? આ જાતિભેદનું ઉગ્ર સ્વરૂપ અસ્પૃશ્યતા છે. જયાં સુધી જાતિભેદ રહેશે ત્યાં સુધી અસ્પૃશ્યતા દૂર નહિ થાય. આર્યસમાજનો એ બહુ મોટો ઉપકાર છે કે તે આ હજારો ઉપજાતિઓને ગુણ-કર્મ સ્વભાવ અનુસાર ફક્ત ચાર વર્ગોમાં સુગઠિત અને સંગઠિત કરવાનો પ્રચાર કરે છે. હવે સનાતન ધર્મીઓ આ સત્યને સ્વીકારવા લાગ્યા છે.

આ રીતે સનાતન ધર્મ પર આર્યસમાજની હવે ઊંડી અસર પડવા લાગી છે. બાહ્ય અલગતા હોવા છતાં મનથી એકતા આવવા લાગી છે. હિન્દી રક્ષા, ગોરક્ષા તથા અન્ય વિવિધ હિન્દુરક્ષા અને સંગઠનનાં આંદોલનોમાં સનાતન ધર્મીઓએ આર્યસમાજને પુર્ણ સહકાર આપ્યો છે. એ કહેવામાં હવે જરા પણ સંકોચ નથી કે આ સમયે આખા સનાતન ધર્મ પર પરોક્ષ રૂપે આર્યસમાજ પૂર્ણ રૂપે છવાયેલો છે. બહુ જ ઓછા સનાતન ધર્મી વિદ્વાનો હવે આર્યસમાજને ખરાબ કહે છે. એટલા માટે હવે પૌરાણિક પંડિતો આર્યસમાજ સાથે શાસ્ત્રાર્થ કરવાનું સાહસ કરતા નથી. વાણીથી આર્યસમાજને ખરાબ કહેવાવાળા પણ મનથી આર્યસમાજથી પ્રભાવિત છે. સ્થિતિ એ છે કે સનાતન ધર્મીઓ આર્યસમાજનું લેબલ લગાવ્યા વગર આર્યસમાજના કાર્યક્રમને સ્વીકારી રહયા છે.

ઈસ્લામ ધર્મ ઉપર પણ સ્વામી દયાનંદે અને પછી આર્યસમાજે ઘણી અસર કરી છે. સ્વામી દયાનંદ દ્વારા કુરાને શરીફની ત્રુટીઓની આલોચનાનો માર્ગ આર્યસમાજે અપનાવ્યો. ઈસ્લામ સાથે આ સંઘર્ષનું

પહેલું પરિણામ એ આવ્યું કે મુસલમાનોમાં સ્વામી દયાનંદ અને આર્યસમાજ પ્રતિ ક્રોધ અને આક્રોશની ભાવના ભડકી ઊઠી. ઇસ્લામના ઇતિહાસમાં સંભવત આ પહેલો બનાવ હતો જ્યારે તર્ક અને યુક્તિના આધારે તેના ધર્મ પુસ્તક કુરાનેશરીફ તથા પૈગમ્બર મુહમ્મદ સાહેબના સિદ્ધાંતો અને મંતવ્યોની આ પ્રકારે ખુલ્લે ખુલ્લી ટીકા થઈ હોય. ઇસ્લામમાં તો તર્કને સ્થાન જ નથી. એટલા માટે તે સમજતો હતો કે તેનો એકેશ્વરવાદનો કિલો અભેદ છે. પણ જ્યારે આ એકેશ્વરવાદની સાથે મુહમદ સાહેબને જ પૈગમ્બર માનવા અને તેના પર અટલ વિશ્વાસ રાખવો, એ બંનેને એક સાથે અનિવાર્ય અને અતુટ બનાવી નાખવામાં આવ્યું ત્યારે ઇસ્લામનો કિલ્લો ડગમગવા લાગ્યો. આથી સર સૈયદ અહમદ જેવા સ્વામી દયાનંદના ભક્ત અને પ્રશંસક ઇસ્લામી નેતાને ઇસ્લામની વૈજ્ઞાનિક વ્યાખ્યા કરવાનો પ્રયત્ન કરવો પડયો. તેમણે કુરાનની આયાતોનું નવા ઢંગથી ભાષ્ય (અર્થઘટન) કર્યું. આમ આર્યસ-માજના પ્રચારકોની યુક્તિઓના ખંડન માટે કુરાનનું નવી રીતે અર્થઘટન થવા લાગ્યું. આ અર્થઘટનમાં મહર્ષિ દયાનંદની વેદભાષ્ય પદ્ધતિનો આશરો લેવાવા લાગ્યો. સર સૈયદ અહમદના આ પ્રયત્નોનો મૌલવીઓએ ઘોર વિરોધ કર્યો. કુરાનની આયાતોને તર્ક સંગત બનાવવા માટેનો બીજો પ્રયત્ન ભારતના સર્વ પ્રથમ પ્રિવી કાઉન્સીલ સભ્ય સર કે. અમીરઅલીએ કર્યો. ઇસ્લામમાં બહાવી એટલે અહલે-હદીસ, આગાખાની, કાદિયાની આદિ સંપ્રદાયો ઇસ્લામ પર આર્યસમાજ દ્વારા નિરંતર થઈ રહેલા તાર્કિક આક્રમણના ફળસ્વરૂપ છે. આર્યસમાજના આ ખંડનની પ્રતિક્રિયા રૂપે જ મિર્ઝા ગુલામ અહમદ કાદિયાનીએ પોતાનું સુધારાવાદી આંદોલન ચલાવ્યું, જેની ઘણા મુસ્લીમ વિદ્વાનો પર અસર થઇ. આનું કારણ આર્યસમાજ દ્વારા પેદા કરવામાં આવેલી જાગૃતિનું છે. આમ સ્વામી દયાનંદ અને આર્યસમાજની યુક્તિ અને તર્કના પ્રભાવથી ઇસ્લામ પર ઊંડી પ્રતિક્રિયા થઇ. મૌલવી/મુલ્લાંઓને પણ સામાન્ય રીતે કુરાનની વ્યાખ્યા બદલવી પડી. પણ ખેદની વાત એ છે કે આવા તર્ક અને યુક્તિનો જવાબ મોટા ભાગના મુસલમાનોએ તર્ક અને યુક્તિથી ન આપતાં

છરી અને તલવારથી આપવાનો રસ્તો અપનાવ્યો. ઇતિહાસ કહે છે કે ઇસ્લામે પોતાના પ્રચાર માટે હિંસાનો જ આશ્રય લીધો છે. કારણ કે તેનામાં તર્કનો જવાબ તર્કથી દેવાની ક્ષમતા જ નથી.

ઈસાઈ પાદરીઓ આર્યસમાજને પોતાના વિરોધી સમજે છે. મહર્ષિ દયાનંદ પોતાના જીવન દરમ્યાન અને તે પછી આર્યસમાજ ઈસાઈ ધર્મનું જોરથી ખંડન કરતું રહ્યું. આની અસર એ થઈ કે ઈસાઈ પાદરીઓએ આર્યસમાજ સાથે જાહેરમાં શાસ્ત્રાર્થ કરવાનો માર્ગ છોડી પોતાની પુરી શક્તિ પછાત અને આદિવાસી જાતિઓમાં સહાયતા અને સેવા કેન્દ્રોના બહાને ધર્મ પ્રચારમાં કેન્દ્રીત કરી દીધી. જેમાં હવે ઘણાં રાજ્યો કાનુન બનાવીને અંકુશ લગાવવાની કોશિષ કરે છે.

મહર્ષિ દયાનંદ અને આર્યસમાજના પ્રભાવથી ઇસાઇ ધર્મના સિદ્ધાંતોમાં ક્રાંતિ આવી ગઇ છે. જેવી રીતે ઇસાઈ ધર્મનો એક મૂળ સિદ્ધાંત ત્રિકવાદ છે અર્થાત્ પરમાત્મા એટલે પિતા, પરમાત્મા એટલે પુત્ર (ઈસુ) અને પરમાત્મા એટલે પવિત્ર આત્મા. આમ તો ઈસાઇ ધર્મ એકેશ્વરમાં માને છે પણ મૂળ સિદ્ધાંત અનુસાર પરમાત્માના ત્રણ રૂપ થઈ જાય છે, સાથે સાથે આ ત્રણે રૂપ શક્તિ અને મહતામાં સમકક્ષ રહે છે અને ત્રણે એક છે. આ તર્કહીન અને નિરાધાર સિદ્ધાંતની આર્યસમાજ દ્વારા થયેલી ટીકાથી પ્રેરાઈ ઈસાઇ પાદરીઓ હવે કહે છે કે જેવી રીતે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ત્રણે ઇશ્વરનાં રૂપ અને નામ છે તેવી રીતે આ ત્રણે પણ છે. પણ પાદરીઓનો આ ખુલાસો પણ તર્કની કસોટીમાં સાચો સાબિત થતો ન હોવાથી હવે તેઓ તેમાં કેટલાય સુધારા કરવા લાગી ગયા છે.

બાઇબલ અનુસાર પૃથ્વી બેડોળ છે, પણ હવે પાદરીઓ કહે છે બેડોળ એટલે ઉજ્જડ એવો મતલબ છે. 'પાણી પર ઇશ્વરનો આત્મા ડોલતો હતો.' એવા વિધાન સામે 'પૃથ્વીની ઉત્પતિ વખતે પાણીની રચના થઈ ન હતી' એવા સવાલના જવાબમાં હવે તેઓ કહે છે કે પૃથ્વીની રચનાની અંદર પાણી પણ આવી જાય છે. 'આદમને ખુદાએ પોતાના

જેવો બનાવ્યો' એવા વિધાનનો હવે તેઓ એવો ખુલાસો કહે છે કે 'ખુદાએ પોતાના જેવો **પવિત્ર અને આનંદમય બનાવ્યો.' પાપક્ષમા** સંબંધી સિદ્ધાંત અંગે હવે પાદરીઓ કહે છે કે 'ઇશ્વર દંડતો અવશ્ય કરે છે, પાપ ક્ષમા નથી થતા પરંતુ દે છે સમયાનુસાર અને ઉચિત રીતે. ઈશ્વરને આપણી ચિંતા રહે છે.'

ઇસાઇ ધર્મ ઉપરના આર્યસમાજના ખંડનથી પાદરીઓ હવે એટલા પ્રભાવિત થઈ ગયા છે કે હવે તેઓ ફક્ત એક જ યુક્તિથી કામ કરે છે કે 'ઈસુ આપણા બધાના ભલા માટે શુળી પર ચડયા, આપણે પણ ભલું કરવું જોઈએ, પ્રાણી માત્ર સાથે પ્રેમ કરવો જોઇએ અને ઇસુની ભક્તિ કરી ઇશ્વરના શરણમાં જવું જોઇએ.' વગેરે જો કે ઇસાઈ ધર્મમાં ગમે તેટલી નવી વ્યાખ્યા કરવામાં આવે તો પણ તેના સિદ્ધાંતો વિજ્ઞાન વિરુદ્ધ હોવાથી બુદ્ધિમાન અને સત્યશોધક વ્યક્તિઓને ક્યારેય આકર્ષી શકશે નહિ.

ઈસાઇ ધર્મમાં આ સમયમાં એક મુળભુત પરિવર્તન એ આવી ગયું છે કે જ્યાં તે પહેલાં ભયનો ધર્મ હતો ત્યાં આજે ઉપકાર અને સેવાનો ધર્મ બનવાનો ઢોંગ રચી રહયો છે. હોસ્પીટલો, સ્કુલો, કલ્યાણ સંસ્થાઓ વગેરે માટે તે હવે પાણીની જેમ પૈસા ખર્ચી રહયો છે. હવે તો તે વટલાએલા હિન્દુઓનાં નામ અને જાતિ પરિવર્તનનો પણ આગ્રહ રાખતો નથી પરંતુ વસ્તી ગણતરી વખતે માત્ર ઈસાઈ લખાવવાનો આગ્રહ રાખે છે. આની પાછળ તેની નેમ માત્ર રાજકિય છે આ સ્થિતિ ગંભીર છે જેનો આર્યસમાજ સામનો કરી રહયો છે. આસામ, નાગાલેન્ડ, ગોવા વગેરે સ્થળે આર્યસમાજ હવે સ્કુલો, હોસ્પીટલો વગેરે ખોલી રહયું છે, પરંતુ આર્થિક મુશ્કેલીને કારણે તેમાં ઘણી અડચણો આવે છે. હિન્દુસ્તાનના સર્વે હિન્દુઓએ સામૂહિક શક્તિથી પ્રબળ રીતે સામાજિક અને રાજકીય એમ બંને મોરચા પર ઇસાઈઓનો સામનો કરવો પડશે, નહિ તો ભારતમાં પાકિસ્તાનની જેમ ઇસાઈસ્તાન પણ બની જશે.

આર્યસમાજનો ભારતના ઇતિહાસ પર પણ પ્રબળ પ્રભાવ પડયો છે.

સ્વામી દયાનંદ પછી હવે ઈતિહાસની જે નવી શોધો થઈ રહી છે, તમાં ઋષિના સિધ્ધાંતોને જ દૃઢ સમર્થન મળે છે.

અંગ્રેજોએ પોતાના શાસનને સ્થિર રાખવા હિન્દુ–મુસલમાનોના મતભેદને વધારતા રહેવાનો તથા એક બીજા સાથે સંઘર્ષરત રાખવાનો ઉપાય અજમાવ્યો તે સાથે તેમણે એક બૌધિક ઉપાય પણ અપનાવ્યો જે ધુર્તતાપૂર્ણ અને ઘૃણાસ્પદ હતો. તેમણે કેટલાય યુરોપિયન વિદ્વાનોની સહાયથી વેદોના એવા અર્થ કરાવ્યા અને એવાં પુસ્તકો લખાવ્યા જેમાં આર્યોને ઈરાન આદિ દેશમાંથી આવી ભારતના મુળ વતની એવા દ્રવિડો, ભીલ, દસ્યુ આદિ સાથે યુધ્ધ કરી તેમને હરાવી, ગુલામ બનાવી પોતે આ દેશના ધણી થઈ બેઠા. એટલે આર્યો બહારથી આવ્યા છે, આ દેશના વતની નથી. આવો ધુર્તતાપૂર્ણ ઈતિહાસ લખાવવા પાછળનો ઉદ્દેશ એ હતો કે તેથી ભારતમાં અલગતાની ભાવના કાયમ રહે જેનો લાભ તેઓ લેતા રહે

આ વિચારનો સૌથી પહેલો પ્રતિકાર સ્વામી દયાનંદે કર્યો. તેમણે કહ્યું કે આર્યોનો અર્થ ધાર્મિક, વિદ્વાન, આપ્ત પુરૂષ એવો થાય છે. તેનાથી વિપરીત માણસો દસ્યુ અર્થાત્ ડાકુ, દુષ્ટ, અધાર્મિક અને અવિદ્વાન છે. તેમણે અનેક પ્રમાણોથી સિધ્ધ કરી બતાવ્યું કે પૃથ્વી ઉપર સર્વ પ્રથમ હિમાલયમાં જ વનસ્પતિ, પશુ, પક્ષી અને માનવ ઉત્પન્ન થયો. તેથી આર્યોનું જન્મ સ્થાન હિમાલય એટલે ભારત જ છે. ભૌગોલિક શોધ–ખોળોથી હવે આ વાત સિધ્ધ થઈ ગઈ છે. ઈતિહાસ પર આર્યસમાજની આ દૂરગામી અસર છે.

આર્યસમાજની ભારતની રાજનીતિ અને સ્વાધીનતા સંગ્રામ પર ઊંડી અસર પડી છે.

અંગ્રેજી ભણેલા ગણેલા કેટલાય એમ કહે છે કે ભારતની રાજનીતિમાં સ્વરાજ્ય શબ્દનો પ્રયોગ સૌ પ્રથમ દાદાભાઈ નવરોજી અને લોકમાન્ય ટિળકે કર્યો. આ બંને રાષ્ટ્ર નેતાનું ઉચ્ચિત સન્માન જાળવીને એ કહેવું પડશે કે આ માન્યતા ભુલ ભરેલી છે. આ બંને અથવા બીજા કોઈ રાજનીતિજ્ઞથી પહલાં મહર્ષિ દયાનંદે પોતાના ગ્રંથોમાં અનેક જગ્યાએ

રાષ્ટ્ર માટે **સ્વરાજ્યની** ઈચ્છા વેદ શાસ્ત્રોના આધારે કરી છે. તેમનો આદર્શ ફક્ત **સ્વરાજ્ય** ન હતો પણ **સુરાજ્ય** હતો. સ્વરાજ્ય અને સુરાજ્યનો ભેદ એમણે પોતાના ગ્રંથ **સત્યાર્થ પ્રકાશમાં** બતાવ્યો છે.

દેશમાંના વિદેશી રાજ્યને કારણે દેશની દુર્દશા જોઈ ઋષિના મનમાં ઊંડી વ્યથા પેદા થઈ હતી. તેથી ક્રાંતિની ઘટનાઓથી તેઓ પ્રભાવિત થયા હતા. ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામ વખતે તેઓ જ્યાં આ સંગ્રામની શરૂઆત થઈ તે મેરઠ પ્રાંતની આજુબાજુ વિજ્ઞાસુ થઈને વિચરણ કરી રહયા હતા.

આર્યસમાજ જ્યારે કાર્યક્ષેત્રમાં આવ્યો ત્યારે ઋષિના દર્શાવેલા દેશભકિત, રાષ્ટ્રપ્રેમ અને ભારતના અતીતના ગૌરવને ફરીથી આ દેશમાં સ્થાપવાની ભાવનાઓને ભુલી શકયો નહિ. તે સમયે અંગ્રેજો આર્યસમાજની આ ઉત્કૃષ્ટ દેશભકિતની ભાવના જોઈ ગભરાઈ ગયા અને તેને રાષ્ટ્રદ્રોહી અને ષડયંત્રકારી સંસ્થા સમજવા લાગ્યા. તેથી આર્યસામાજિઓ પર અત્યંત અત્યાચાર કરવા લાગ્યા. તે સમયે આર્યસમાજીના નામ સાથે **સાચો, કર્તવ્ય પરાયણ, નિર્ભય** જેવા વિશેષણો પોતાની મેળે લાગી જતા, પણ પછી અંગ્રેજોની નજરમાં એક ચોથું વિશેષણ **વિદ્રોહી** પણ લગાડી દેવામાં આવ્યું.

ક્રાંતિકારી દળોમાં આર્ય સમાજિઓ વિશેષ પ્રમાણમાં રહયા છે. શ્યામજી કૃષ્ણ વર્મા જે સ્વામી દયાનંદના પ્રિય શિષ્ય હતા તેમણે યુરોપમાં ક્રાંતિકારી દળની સ્થાપના કરી. ભારત વિદ્રોષી અંગ્રેજ અધિકારી કર્જન વાયલીની હત્યા કરનાર મદનલાલ ઢીંગરા આર્યસમાજી પરિવારનો પુત્ર હતો જે આ હત્યા માટે હસતે મુખે ફાંસી પર ચઢી ગયો. લાલા લજપત રાય, ભાઈ પરમાનંદ અને તેના કાકાઈ ભાઈ જેમને લાહોર ષડયંત્રના કેસમાં ફાંસી મળી તે, મહાત્મા હંશરાજ અને તેમનો પુત્ર બલરાજ, વીર ભગતસિંહ તથા તેમના પિતાજી કિશનસિંહ દાદા અર્જુનસિંહ કાકા અજિતસિંહ મિત્ર સુખદેવ, ગેંદાલાલ દીક્ષિત અને મહાવીરસિંહ જેમને કાળાં પાણીની સજા થઈ હતી તે બધા આર્ય સામાજિઓ હતા. કાકોરી

ષડયંત્ર કેશના આરોપી રામપ્રસાદ બિસ્મીલ જેમને આ માટે ફાંસી મળી તેમણે તો પોતાનું શબ આર્યસમાજને મળે એવી અંતિમ ઇચ્છા કરી હતી. ગોરખપુર આર્યસમાજે આ શબની અભુતપૂર્વ શોભાયાત્રા કાઢી.

તે સમયે ગુરૂકુળ કાંગડી ક્રાંતિકારીઓ માટે સર્વોતમ આશ્રય સ્થાન હતું. ગુરૂકુળના આચાર્ય મહાત્મા મુંશીરામજી (સ્વામી શ્રધ્ધાનંદ) આ ક્રાંતિકારીઓને આશ્રય અને સહાયતા આપતા. આ દેશભકતોમાં લાલા હરદયાળ એમ. એ. શ્રીપાદ દામોદર સાતવલેકર, શ્રી ગેંદાલાલ દીક્ષિત શ્રી રાજેન્દ્ર લાહિડી વગેરે મુખ્ય હતા.

પ્રથમ વિશ્વ યુધ્ધ વખતે (ઈ.સ. ૧૯૧૪થી૧૯૧૮) બ્રિટીશ સરકારને ભારત તરફથી ધન, સૈન્ય અને શાંતિની જરૂર હોવાથી ભારતના નેતાઓને તેમણે લોભામણાં વચનો આપ્યાં જેમાં ફસાઇને ભારતે લડાઈમાં પૂરી મદદ કરી ઇ સ. ૧૯૧૯માં બ્રિટીશ યુધ્ધમાં જીત્યું પણ તેણે વચન પાળી ભારતને સ્વરાજ્ય આપ્યું નહિ, ઉપરથી એક **કાળો કાનુન** જેને **રોલેટ એકટ** કહેવામાં આવે છે તે લાગુ પડયો. આના વિરોધમાં ગાંધીજીએ **અસહકારની લડત** શરૂ કરી. ગાંધીજીની આ લડાઇનો આધાર સત્ય, અહિંસા, પવિત્ર જીવન, અન્યાય પ્રતિ અસહકાર જેવાં વૈદિક સિધ્ધાંત પોષક ઉદાત લક્ષ્ય હતાં. આર્યસમાજ આવી જ સ્વામી દયાનંદના વિચારોની પોષક રાજનીતિની સમર્થક હતી. તેથી આર્ય નેતા સ્વામી શ્રધ્ધાનંદ અને તેના બીજા સહયોગીઓ પર ચમત્કારીક અસર થઈ. તેઓ ગાંધીજીની આ લડતમાં જોડાઈ ગયા. સ્વામી શ્રધ્ધાનંદના આ સત્યાગ્રહમાં કુદી પડવાથી આર્ય જગતમાં એક અનોખા જોશની લાગણી ફરી વળી. સ્વામી શ્રધ્ધાનંદ તે સમયે દિલ્હીમાં હતા. તેમના નેતૃત્વ નીચે આ શહેરમાં સત્યાગ્રહે જે સફળતા મેળવી તે ઇતિહાસનું એક ઉજ્જવલ પ્રકરણ છે. આનો પ્રભાવ આખા દેશ પર પડયો. સ્વામીજીનું સ્થાન તે સમયે ગાંધીજી સમકક્ષ હતું. ગાંધીજી તેમને મોટાભાઈ કહેતા. આખા દેશમાં અસંખ્ય આર્ય નર–નારીઓએ ચળવળમાં ભાગ લીધો. ઇ.સ. ૧૯૧૯માં અમૃતસરમાં કોંગ્રેસનું અધિવેશન મળ્યું જે સ્વામી શ્રધ્ધાનંદ વગર સફળ ન જાત.

[૧૬૮]

ઈ.સ. ૧૯૧૯થી૧૯૨૪ સુધી દેશની રાજનીતિમાં કેટલીએ ચડ ઉતર થઈ. ગાંધીજીની આ સમય દરમ્યાન કેટલીક ભયંકર ભુલોને કારણે સ્વામી શ્રધ્ધાનંદ અને બીજા આર્યસમાજી નેતાઓ કોંગ્રેસથી અલગ થઇ ગયા આ ભુલોમાં ચાર મુખ્ય હતી જેનો ઉલેખ કરવો અહીં યોગ્ય છે. (૧) અછુતોધ્ધાર તરફ કોંગ્રેસી નેતાઓની ઉદાસીનતા (૨) અસહકારના પાંચ મુદ્દાના કાર્યક્રમમાં મુસલમાનોને ખુશ કરવાની ગાંધીજીની નીતિ (૩) મુસલમાનોને તબલીગનો અધિકાર પણ હિન્દુઓ માટે શુધ્ધિ પર ગાંધીજી અને કોંગ્રેસની નાપસંદગી (૪) તા. ૨૮-૫-૧૯૨૪ના યંગ ઇન્ડિયાના અંકમાં ગાંધીજી દ્વારા સાંપ્રદાયિક સમસ્યા પર લખાયેલ લેખ જેમાં સ્વામી દયાનંદ, સ્વામી શ્રધ્ધાનંદ તથા અન્ય આર્ય સમાજીઓ અને આર્યસમાજ વિરુધ્ધ લખાયેલ વાતો જેને પાછળથી ગાંધીજી સાબિત કરી શકયા નહિ. આ લેખને પરિણામે જ સ્વામી શ્રધ્ધાનંદ, પંડિત રાજપાળ તથા બીજા કેટલાય આર્ય હિન્દુ નેતાઓની મુસલમાનો દ્વારા હત્યા થઈ.

ઈ.સ. ૧૯૨૦-૨૧, ૧૯૩૦-૩૧, ૧૯૪૦ અને ૧૯૪૨ આ ચારે સત્યાગ્રહમાં ઓછામાં ઓછા એક લાખ આર્ય સમાજીઓએ ભાગ લીધો.

સ્વાધીનતા પ્રાપ્તિ પછી લોખંડી પુરૂષ સરદાર પટેલની પ્રખર બુધ્ધિમતા અને રાજનૈતિક દૂરદર્શિતાના ફળરૂપે ભારતનાં લગભગ ૬૦૦ રજવાડાંનું વિલીનીકરણ એક કેન્દ્રીય શાસન નીચે થઇ રહયું હતું ત્યારે હૈદ્રાબાદ રજવાડાના નવાબ નિઝામે દેશ સમક્ષ એક વિકટ સમસ્યા ઊભી કરી દીધી. તે જિન્નાના ઇશારાઓથી પાકિસ્તાન સાથે વિલીનીકરણ માટે પ્રયત્નો કરવા લાગ્યો. આ માટે તેની પ્રેરણાથી હૈદ્રાબાદમાં રઝાકારોની એક આંતકવાદી સેના ઊભી કરવામાં આવી જેનો ઉદ્દેશ રજવાડાના હિન્દુઓનો વિનાશ કરવાનો અથવા તેમને રજવાડું છોડવાની ફરજ પાડવાનો હતો. આ ભયંકર ષડયંત્રમાં ભારતમાંથી ચાલ્યા ગએલા કેટલાક અંગ્રેજ અધિકારીઓનો પણ હાથ હતો. રઝાકારોનો રજવાડાંના આર્ય યુવકોએ મકકમતાથી સામનો કર્યો. તેમણે અન્ય હિન્દુએને

પણ સંગઠીત કરી આ કાર્ય માટે પ્રેરણા આપી. (હૈદ્રાબાદના આ સત્યાગ્રહનું વર્ણન આગળ કરી દેવામાં આવ્યું છે.) આ સત્યાગ્રહમાં અસંખ્ય આર્ય યુવકોએ પોતાના પ્રાણનું બલિદાન આપી અને રજાકારોના પ્રાણોનું બલિદાન લઈ તેમને સચુસણુતો જવાબ આપ્યો. અંતે ભારત સરકારને પોલિસ કાર્યવાહી કરવી પડી.

સ્વતંત્રતા પ્રાપ્તિ બાદ આર્યસમાજને તે પ્રકારના સક્રિય સંગ્રામની આવશ્યકતા ન રહી જે વિદેશી શાસનમાં આવશ્યકતા હતી. આ સમયે આર્યસમાજનું મુખ્ય કામ રાજનૈતિક ક્ષેત્રમાં દેશની સન્મુખ વૈદિક રાજધર્મના ઉચ્ચ આદર્શો રજુ કરવા અને જનતામાં ચરિત્ર નિર્માણ, રાષ્ટ્રભક્તિ, રાષ્ટ્રરક્ષા, રાષ્ટ્રભાષા પારસ્પરિક એક્તા વગેરે રચનાત્મક કાર્યો માટે નેતૃત્વ પુરું પાડવાનો છે. દેશના પરાધીન કાળમાં આર્ય સામાજીઓએ આત્મ બલિદાનનાં જે જ્વલંત ઉદાહરણો આપ્યાં તેના મૂળમાં કોઈ પ્રકારનો સ્વાર્થ ન હતો પરંતુ એક માત્ર કર્તવ્ય અને ધર્મ પાલનની ભાવના જ હતી. આર્યસમાજનો એ વિશિષ્ટ ગુણ રહયો છે કે તે કોઈ પદ, નોકરી, ઉપાધિ કે સ્વાર્થની ભાવનાથી પ્રેરાઈ દેશ સેવામાં ન હમણાં સુધી જોડાયો છે, ન ભવિષ્યમાં પણ જોડાશે. આ પ્રકારની અતુટ ધાર્મિક ભાવના અને વિશુધ્ધ રાષ્ટ્રભક્તિ જ મહર્ષિ દયાનંદના અનુયાયીઓ માટે શોભાસ્પદ છે અને ભવિષ્યમાં રહેશે.

મહર્ષિ દયાનંદ મોટે ભાગે સંસ્કૃત ભાષાનો જ ઉપયોગ કરતા હતા, પણ કલકતા બ્રહમ સમાજના નેતા કેશવચંદ્ર સેનની સલાહથી હિન્દી ભાષામાં પ્રચાર કરવો શરૂ કર્યો અને સમસ્ત લેખનનું માધ્યમ હિન્દી જ બનાવ્યું. તેઓ એટલા ભવિષ્યદર્શી હતા કે તેમને હિન્દીની ઉપયોગીતા તરત સમજાઈ ગઈ. તેઓએ પોતાની માતૃભાષા, વિદ્વાનોની દેવભાષા અને લોકોમાં આદર દેવાવાળી અંગ્રેજી ભાષા એ ત્રણે ભાષાને છોડી આર્ય ભાષા હિન્દી દ્વારા લેખન અને પ્રચાર કાર્ય શરૂ કર્યું.

આર્યસમાજને એ બાબતનો ગર્વ છે કે તે પોતાના આચાર્યનાં પગલાં પર ચાલી હિન્દી ભાષાની સેવામાં અગ્રેસર રહી છે. આર્યસમાજની

સમસ્ત શિક્ષણ સંસ્થાઓમાં જે આખા ભારતમાં હજારોની સંખ્યામાં છે તેમાં હિન્દીને ફરજિયાત રીતે ભણાવવામાં આવે છે. આર્યસમાજના નિયમ અનુસાર પ્રત્યેક આર્યને હિન્દી ભાષાનું જ્ઞાન હોવું જરૂરી છે. ભારતની રાષ્ટ્રભાષા બંધારણ અનુસાર હિન્દીને જાહેર કરવામાં આવી છે, પણ ભારત સરકારની ઢીલી નીતિ અને કેટલાક અંગ્રેજી ભક્તોના હઠાગ્રહથી આમાં અડચણો ઊભી થઈ રહી છે. આજની આવી વિવિધ અડચણો છતાં આર્યસમાજ હિન્દીના પ્રચારમાં અગ્રગણ્ય રહી છે.

આર્યસમાજે શિક્ષણ ક્ષેત્રમાં પણ નવી દૃષ્ટિ પેદા કરી છે. વીસમી સદીમાં આર્યસમાજ દ્વારા શિક્ષણમાં જે યુગ શરૂ થયો તેને ગુરૂકુળ યુગ કહેવામાં આવે છે જેનું બીજ ડી.એ.વી. સ્કુલ અને કોલેજની સ્થાપના પછી તરત વવાયું. મહાત્મા મુન્સીરામ (સ્વામી શ્રધ્ધાનંદે) આ બીજ વાવ્યું. થોડા જ વર્ષોમાં એણે મોટા વૃક્ષનું રૂપ લઈ લીધું આ ગુરૂકુળોમાં પ્રાચીન વૈદિક સાહિત્યની સાથે સંસ્કૃત સાહિત્ય, પાશ્ચાત્ય અને ભારતિય દર્શન, વિજ્ઞાન, કૃષિ, વ્યાકરણ, વેદ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, આર્ય સિધ્ધાંત વગેરે લગભગ એક ડઝન વિષયો શિખવવામાં આવે છે. શિક્ષણનું માધ્યમ હિન્દી છે. આ રીતે આર્યસમાજે ગુરૂકુળો દ્વારા શિક્ષણનો પ્રચાર અને પ્રસાર ગામડાંઓ સુધી કર્યો છે.

એજ રીતે આર્યસમાજનો સાહિત્ય સર્જનમાં પણ ઘણો પ્રભાવ પડયો છે. તેવી જ પરોપકાર, સમાજ સુધારા અને સેવાના ક્ષેત્રમાં પણ પડયો છે. સ્ત્રી સમાનતા અને સ્ત્રી શિક્ષણ, સામાજિક કુપ્રથા નિવારણ વિધવા રક્ષા અને ઉધ્ધાર, આંતર જાતિય આર્ય વિવાહ, દલિતોધ્ધાર, અનાથ રક્ષા વગેરે સામાજિક ક્ષેત્રમાં આર્યસમજ કામ કરી રહયો છે. તેવી જ રીતે ધાર્મિક ક્ષેત્રમાં ધર્મિક અધિકારોની રક્ષા માટે પણ કામ કરી રહયો છે.

— લે. દીનાનાથ સિધ્ધાંતાલંકાર

[આર્યોપદેશક, લેખક અને પત્રકાર દિલ્હી–૭ના હિન્દી પુસ્તક
**'આર્યસમાજની ઉપલબ્ધિયાં'**નો સંક્ષેપમાં ભાવાનુવાદ
— વી. એસ. વેલાણી દ્વારા]

[૧૭૧]

# અંજલિઓ

"ઋષિ દયાનંદ ઈશ્વરની સૃષ્ટિના એક સેનાની, પ્રકાશના એક અપ્રતિમ સૈનિક, માનવ સમાજ અને સંસ્થાઓના શિલ્પકર, આત્માના પંથે પ્રાકૃતિક મુસીબતોનો સામનો કરનાર અને વિજય મેળવનાર હતા. એમનું આધ્યાત્મિક જીવન મારી દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે. આધ્યાત્મિક જીવનની એમની પરિભાષા મને સમજાઈ છે. એમનાં આત્મામાં ઇશ્વરનો વાસ હતો. દૃષ્ટિમાં કલ્પના હતી અને એમના હાથમાં કલ્પનાને સાકાર કરવાની શક્તિ હતી. સ્વામીજી સુદૃઢ શક્તિશાળી હતા. એમના કાર્ય પર તેની સ્વાભાવિક શક્તિની અસર જોઈ શકાય છે. અજ્ઞાનમુલક ભાષ્ય અને શબ્દના ભ્રામક અર્થોથી જે પવિત્ર પુસ્તક વેદ દૂષિત બની ગયું હતું અને જેના વિષે એટલે સુધી કહેવાતું કે એ તો જંગલી લોકોનું પુસ્તક છે તેને યથાર્થ રીતે સમજવાનું કપરું કાર્ય સ્વામી દયાનંદે કર્યું હતું."

— મહર્ષિ અરવિંદ ઘોષ

"મહર્ષિ દયાનંદ વિષે મારું મંતવ્ય એવું છે કે તે હિંદના આધુનિક ઋષિઓમાં, સુધારકોમાં શ્રેષ્ઠ પુરુષોમાંના એક હતા. એમનું બ્રહ્મચર્ય, વિચાર સ્વતંત્રતા, સર્વ પ્રતિ પ્રેમ, કાર્ય કુશળતા વગેરે ગુણો લોકોને મુગ્ધ કરતા હતા. એમના જીવનનો પ્રભાવ હિન્દુસ્તાન પર ઘણો જ પડયો છે.

હું જેમ જેમ પ્રગતિ કરૂં છું તેમ તેમ મને મહર્ષિ દયાનંદના ચરણારવિંદ જણાય છે. બ્રિટીશ રાજ્ય સ્થાપિત થયા પછી જનતાની સાથે સીધો સંપર્ક સાધવાનો માર્ગ શોધવાનો શ્રેય સ્વામી દયાનંદ તથા તેમના આર્યસમાજને જ છે.

મહર્ષિ દયાનંદ અને તેમના આર્યસમાજે પ્રજામાં નવું જીવન રેડયું છે. હિન્દુસ્તાનના અનેક સડાઓ દુર કરવા અથાગ પ્રયત્ન કર્યો છે. રાષ્ટ્રીય શિક્ષણ, કન્યા કેળવણી અને દલિતોદ્ધારથી ન ભુલી શકાય તેવી રાષ્ટ્રની મહાન સેવા કરી છે. મને આર્યસમાજ ઘણો જ પ્રિય છે. મહર્ષિ દયાનંદના

આ પવિત્ર દેશોપકારી કાર્યનું કદી પણ અપમાન થશે તો હું તેને મહા પાપ સમજીશ.

વૈદિક સ્વાધ્યાય માટે તેમણે હિન્દુઓમાં ઉત્સાહ ઉત્પન્ન કર્યો. બીજા કાર્યોની સાથે તેમણે અસ્પૃશ્યતાનો વિરોધ અત્યંત નિર્ભયતાપુર્વક કર્યો છે."

— મહાત્મા ગાંધીજી

"મને એક અગ્નિ દેખાય છે જે સર્વત્ર વ્યાપક છે. અર્થાત્ અસીમ પ્રેમનો અગ્નિ છે જે દ્વેષને બાળે છે અને પ્રત્યેક વસ્તુને બાળીને શુધ્ધ કરે છે. અમેરિકાના ઠંડા મેદાનો, આફ્રિકાના વિશાળ દેશો, એશિયાના પ્રાચીન પર્વતો અને યુરોપના વિશાળ રાજ્યો પર મને એ બધાને બાળનારા અને બધાને એક કરનાર અગ્નિની જવાળા દેખાય છે. હિન્દુ અને મુસલમાન એ પ્રચંડ અગ્નિ બુઝાવવા ચારે બાજુથી દોડયા પરંતુ એ અગ્નિ એટલા જોરથી વધ્યો કે જેનો ખ્યાલ એના પ્રકાશક સ્વામી દયાનંદને પણ ન હતો, અને જેના મતનો અગ્નિ સૌ પ્રથમ પૂર્વમાં પ્રગટયો હતો તે ઇસાઇઓએ એશિયાના આ નવા પ્રકાશને ઓલાવવા દરેક મુસલમાનોને સાથ આપ્યો પણ એ તો વધુ વ્યાપક બની. એમાં સંપુર્ણ દોષ બળી જાય, રોગને સ્થાને આરોગ્ય, દેતરપિંડીને બદલે વિશ્વાસ, પાપને બદલે પૂણ્ય, અવિદ્યાને બદલે વિજ્ઞાન, દ્વેષને બદલે મૈત્રી, વેરને બદલે સમતા, નરકને બદલે સ્વર્ગ, દુખને બદલે સુખ, ભૂતપ્રેતને બદલે પરમેશ્વર અને પ્રકૃતિનું રાજ્ય થશે. એ અગ્નિ માંગલિક છે. જ્યારે આ આગ આર્ય-સમાજમાં છે. એ ભારતવર્ષના પરમયોગી મહર્ષિ દયાનંદના હૃદયમાં પ્રજ્વલિત થઇ હતી."

— એન્ડ્રુ જેકસન (અમેરિકા)

"તેમણે ધર્મને નામે પોતાના પ્રાણની આહુતિ આપી હતી. સ્વામીજી હિન્દી ભાષાના પરમ ઉપાસક હતા. સાચા ધર્મોપદેશક હતા. આર્યસમાજતો સનાતન ધર્મનો નકશો છે, ધર્મનો દીપક છે.

આજે દેશમાં જે કંઈ કાર્યો ચાલે છે. તે સ્વામીજી વર્ષો પહેલાં જે રસ્તો બતાવી ગયા છે તે રીતે ચાલે છે. સ્વામીજી વિચારે જ નહિ આચારમાં પણ સ્વદેશી હતા. એમનું સારું જીવન સ્વદેશી હતું.

સનાતનીઓનો તિવ્ર વિરોધ સહન કરીને એમણે અસ્પૃશ્યતાનું કામ એ જમાનામાં કર્યું હતું. સ્વામીજીએ એ ચળવળ ચલાવી ન હોત તો આજે હિન્દુ સમાજમાં કેટલા હિન્દુઓ હોત? તે વખતે ખ્રિસ્તી મિશનનું કામ ધમધોકાર ચાલતું હતું તેનો મને અનુભવ છે. આ લોકો સત્તાની લાગવગ નીચે ફાવી જતા હતા. આજે એ પ્રમાણમાં આપણો રસ્તો ખૂબ સારો અને સરળ બન્યો છે.

રાજકીય શિક્ષણનાં આંદોલનો આજે છે. પણ કઠીન સંજોગોમાં પણ સ્વામીજીએ ગુરૂકુળની સ્થાપના કરી રાષ્ટ્ર વિદ્યાની પ્રવૃતિ શરૂ કરવાનું શ્રેય એમને ફાળે જાય છે. રાષ્ટ્રના ઘડતરની એક પણ એવી પ્રવૃતિ નથી કે જેની શરૂઆત સ્વામીજીના હાથે ન થઈ હોય. સ્વામીજી આપણને જે વારસો આપી ગયા છે. ને મુકી મુકી ગયા છે તેના પર પણ જો આપણે વેપાર કરીએ તોયે ઘણુંઘણું થઇ જાય. સદીઓમાં આવા મહાપુરુષો જવલ્લે જ મળે છે સમાજમાં જ્યારે બહુ સડો પેસે છે. ત્યારે ભગવાન આવી વિભૂતિએને મોકલે છે. આવા મહાપુરૂષોને મૃત્યુ નથી. તે અમર હોય છે. એમનું જીવન આપણા માટે આદર્શ બની રહે છે.

સ્વામી દયાનંદ એક વીર યોધ્ધા અને સત્યના સૈનિક હતા. તેઓ એક વીર નિર્ભય પુરુષ હતા. તેમણે આપણને વીર બનવા અને બુરાઈઓ સામે વીરતાથી લડવાનું શીખવ્યું. તેઓ ભારતીય સંસ્કૃતિનાં સાચા અનુગામી હતા. તેમનું સમગ્ર જીવન ભારતિય સંસ્કૃતિના સર્વોચ્ચ મહત્વપૂર્ણ શિક્ષણને અનુરૂપ હતું.''

— શ્રી સરદાર પટેલ

''અસહકારના જમાનાથી પણ પહેલા ૯૦ ટકા આર્યસમાજીઓ સ્વરાજ્યના આંદોલનમાં સક્રિય રીતે ભાગ લેતા હતા. ત્યારે બીજી

સંસ્થાઓમાંથી માંડ બે ત્રણ ટકા સભ્યો સ્વરાજ્યનાં કામમાં ભાગ લેતા સૌથી પહેલાં આર્યસમાજના સભ્ય જ સ્વરાજ્યના મેદાનમાં ઊતર્યા હતા અને આપણા નેતા બન્યા હતા આજે પણ જ્યારે બીજા લોકો પણ સ્વરાજ્યની લડતમાં અધિક ભાગ લઇ રહયા છે ત્યારે આર્યસમાજીઓ સભ્યોની શકિત સૌથી વધુ છે. એનું શ્રેય દયાનંદજીને ઘટે છે"

— મૌલાના હઝરત મુહાની

"જેને લઇને આપણો દેશ જગતમાં પ્રકાશમાન છે તે વેદોનો પુનરોધ્ધાર ઋષિવરે કર્યો હતો."

—ડૉ. મુહમદખાં દુરાની શાસ્ત્રી (દિલ્હી)

## શ્રધ્ધેય શ્રી પાંડુરંગ શાસ્ત્રી દ્વારા મહર્ષિ દયાનંદને શ્રધ્ધાંજલિ અર્પિત—શાસ્ત્રીનો પત્ર

આદરણીય સત્યકામજી,

સપ્રેમ નમસ્તે

આર્ય સમાજને રાષ્ટ્રકે પુનરુત્થાન ઔર નવજાગરણમે જો મહત્વપૂર્ણ ભુમિકા નિભાઈ હૈ ઉસસે સભી સુપરિચિત હૈ. ઉસકે સંસ્થાપક પ્રાતઃ સ્મરણીય સ્વામી દયાનંદ સરસ્વતી તથા ઉનકે કાર્યોકો આગે બઢાનેમેં સર્વસ્વ સ્વાહા કરનેવાલે પુજ્ય સ્વામી શ્રધ્ધાનન્દજીકે યોગ્ય દૌહિત્ર હૈ: ભલા આપ ક્યોં ન વેદપ્રચાર પ્રસારકે પરમ પુનીત કાર્યમેં દત્તચિત હો : ઈસકા તો કહના હી ક્યા હૈ

સ્વામી દયાનન્દ સરસ્વતી સોઈ હુઈ આર્યજાતિકો સદૈવ ઝકઝોર કર જગાતે હી રહે. જો જાતિ આત્મગૌરવકો ખોકર મૃતતુલ્ય બન ગઇ થી, ઉસે ઉસકે પ્રાચિન ગૌરવકો દીખાકર જીવીત, જાગૃત ઔર તેજવંત

કરનેમેં ઉન્હોંને અહર્નિશ પ્રચંડ પુરુષાર્થ કિયા. ધર્મ જો કિ માનવતાકા પ્રેરક, પોષક તથા પાલક હૈ, અત્યંત વિકૃત બનકર કેવલ અંધવિશ્વાસ ઔર ઢોંગ પાખંડોસે ભરપુર અતઃ સત્વહીન કિંવા અર્થહીન સા લગને લગા થા વેદશાસ્ત્રકે નામ પર અનેકતઃ અજ્ઞાનતા તથા ભ્રાન્તિ ફૈલી હુઇ થી. સ્વામિજીને લોગોંકો સદ્ધર્મકા પુનર્દર્શન કરાયા ઉન્હેં સચ્ચે નિર્દોષ વૈદિક ધર્મકા રાજમાર્ગ દીખાયા, ઋષિપ્રણિત વૈદિક પ્રવૃતિવાદી પુરુષાર્થી જીવન પદ્ધતિકો લોગોંકે સામને રખા, આર્યજાતિકો જગાકર તેજસ્વી ઔર પુરુષાર્થી બનાયા, અપને બહુમુલ્ય જીવનકો ઉન્હોંને વૈદિક ધર્મકી પુનઃ સ્થાપનામેં લગા દિયા. સંસારકે સામને વેદપ્રતિષ્ઠાકો સુસ્થિર કીયા. લોગોંકો બહુવિધ સિદ્ધ કરકે દિખા દિયા કી વૈદિક ધર્મ હી સાર્વભૌમિક એવં યુગ્યુગીન શાશ્વત ઔર સચ્ચા માનવધર્મ હૈ. ઔરઇસીકે દ્વારા માનવકા નિશ્ચિત કલ્યાણ હો શકતા હૈ. સમસ્ત આર્યજાતિ સ્વામિજીકે ગૌરવપૂર્ણ કાર્યોં કે પ્રતિ સદૈવ કૃતજ્ઞ રહેગી. મૈં ઉનકે પ્રતિ શ્રદ્ધાવન્ત હું.

આર્ય સમાજ સ્વામિજીકે ગૌરવપૂર્ણ વૈદિક એવં સાંસ્કૃતિક કાર્યકો આગે બઢાનેમેં સતત પ્રયત્નશીલ રહેગા ઐસી મુઝે પૂર્ણ આશા હૈ

આપકા હી

**પાંડુરંગ શાસ્ત્રી**

[**નોંધ :—** શ્રી પાંડુરંગ શાસ્ત્રીનો મહર્ષિ દયાનંદ અને આર્ય સમાજને અંજલિ આપતો આ પત્ર આર્ય સમાજ સાન્તાક્રૂઝના ૩૫મા વાર્ષિકોત્સવ પર પ્રકાશિત 'શ્રદ્ધા' નામની પત્રિકામાંથી લેવામાં આવ્યો છે.

શ્રી પાંડુરંગ શાસ્ત્રી વૈદિક ધર્મ અને વેદોના ઉદ્‌ભવ જ્ઞાતા મહર્ષિ દયાનંદ અને તેના દ્વારા સ્થાપિત આર્ય સમાજ પ્રતિ આદર રાખનારા અને તેના પરમ સમર્થક છે, તે આ પત્ર પરથી લાગશે. તેમના જેવા વિદ્વાન અને ગીતા મર્મી જ્ઞાતાના અનેક પ્રશંસકો હોય તે સ્વભાવિક છે. તેમના બોલ અને પ્રચારની આમ જનતા ઉપર મોટી અસર પડતી હોય છે. તે સુધર્મ પ્રચારકની ભૂમિકા ભજવી શકે એમ છે. તેથી તેઓ વેદોમ

દર્શાવેલી શ્રેષ્ઠ કર્મ રૂપી યજ્ઞ અને ગાયને દરેક ઘરમાં પ્રસ્થાપિત કરાવે એવી ગીતાના વિદ્વાન પાસે વૈદિક ધર્મપ્રેમી સજ્જનો આશા રાખે તો તે અસ્થાને નહિ ગણાય, બલ્કે તેમના જેવા વૈદિક ધર્મ સમર્થક વિદ્વાન પાસે આવીજ આશા રાખી શકાય.

[નોંધઃ – પ્રિય વાંચક! તમે ખૂબ જ આતુરતાથી તથા ધીરતાથી આ પુસ્તકનું પઠન કરી ગયા છો. અમને પૂર્ણ વિશ્વાસ છે કે હવે તમે શ્રી કચ્છ પાટીદાર જ્ઞાતિના આદ્ય સુધારક ધર્મવીર શ્રી નારાયણજીભાઈ રામજી લીંબાણીનો વૈદિક ધર્મ પ્રત્યેનો પ્રેમ, ગાયના દૂધ પ્રતિ શ્રદ્ધા તથા જનોઈ પહેરીને આર્યત્વને ધારણ કરવાની તેમની ધગશને જોઈ જાણી ચૂકયા હશો.

આપણી કચ્છી કણબી જ્ઞાતિને વેદધર્મમાં દીક્ષિત કરવાની તેમને ઉત્કટ અભિલાષા હતી. પ્રત્યેક કચ્છી કડવા પાટીદાર ગૃહસ્થના ઘરમાં પવિત્ર વેદગાન સાંભળવાની તેમને ઝંખના હતી. તેઓ સ્વપ્ન દ્રષ્ટા હતા. આજે આપણે તેમના શિષ્યો, ભકતો, અનુયાયીઓકે પ્રશંસકોને તેમના અધુરા રહેલા સ્વપ્નાને સાકાર કરવા ભારે પુરુષાર્થ ખેડવો પડશે કારણકે જ્ઞાન વગરનું કર્મ આંધળું છે તેમ કર્મ વગરનું જ્ઞાન પાંગળું છે. એથી કંઈક રચનાત્મક કાર્ય થવું જોઇએ. તેમણે આપણને શ્રી કૃષ્ણે ગીતામાં પ્રબોધેલો વૈદિક ધર્મ જ શીખવ્યો છે તે હવે નિઃશંકપણે સમજાયું હશે તેથી તેમના આ ધર્મસંદેશને ઘેર ઘેર ફેલાવવો એ હવે આપણું કામ છે.

આમાં સંગઠનની જરૂર છે. તેથી અમારી આપને નમ્ર વિનંતિ છે કે જે વૈદિક ધર્મી હોય અથવા બનવા માંગતા હોય તે સજ્જનો અમને પત્ર થી જાણ કરશે તો યોગ્ય માર્ગદર્શન મળી શકશે, તેથી સંગઠનને બળ મળશે અને સ્વ શ્રી નારાયણજીભાઈની અંતિમ ઈચ્છા પ્રમાણે વૈદિક ધર્મના પ્રચાર અને પ્રસાર માટે તમારા સહકાર દ્વારા આપણે યોગ્ય રીતે પ્રયાસ કરી શકશું. અસ્તુ!]

# વેદોમાં વિજ્ઞાનનો અમૂલ્ય ખજાનો ભરેલો પડયો છે

## વોઈસ ઓફ અમેરિકાનું વિશ્વવ્યાપી પ્રસારણ

'વોઇસ ઓફ અમેરિકા'ના એક વિશ્વવ્યાપી પ્રસારણમાં જણાવાયું હતું કે ભારતના પ્રાચીન જ્ઞાનભંડાર સમાન વેદોની રચનાના હજારો વર્ષ પછી પહેલી વાર એવી વ્યાખ્યા દેખાઇ આવી છે, જેનાથી સાબિત થાય છે કે વેદો સંપૂર્ણપણે વિજ્ઞાન પર આધારિત હતા.

પ્રસારણમાં જણાવાયું હતું કે ભારતીય ઋષિઓએ હજારો વર્ષ પહેલાં વૈજ્ઞાનિક સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું હતું. તે વખતે આધુનિક વિજ્ઞાનનો વિકાસ પણ થયો નહોતો. વૈદિક વિજ્ઞાન યજ્ઞરૂપી પ્રયોગ શાળાઓમાં કરાયેલી કસોટીઓનું જ પરિણામ હતું એવું નથી, પરંતુ તેનો જન્મ જ્ઞાનના શાશ્વત સ્વરૂપમાંથી થયો હતો. અને એટલે જ હજારો વર્ષનું કાળચક્ર વૈદિક સિદ્ધાંતોને બદલી શકયું નથી. વૈજ્ઞાનિક શોધખોળો ચાલુ જ રહી હોવા છતાં વૈદિક સિદ્ધાંતો આજે પણ અટલ છે.

વોઈસ ઓફ અમેરિકાએ જણાવ્યું હતું કે આધુનિક વિજ્ઞાન હવે જે અણુ રહસ્યોની વ્યાખ્યા આપે છે તે વેદોએ તો હજારો વર્ષ પહેલાં જ આપી દીધી હતી તેમાં પદાર્થનું વિભાજન તથા અણુઓઅના નિર્માણનો સિદ્ધાંત પણ અપાયો છે વેદોમાં બ્રહ્માન્ડના ઉદ્દભવ વિકાસ અને અસ્તિત્વ અંગે ખુબ વિસ્તારથી સમજાવવામાં આવ્યું છે. વેદ વૈજ્ઞાનિક જ્ઞાનનો એવો વિપુલ ભંડાર છે જે આજે પણ અંતરીક્ષ વૈજ્ઞાનિકો અને ખગોળ શાસ્ત્રીઓને ચકિત કરી મુકે છે.

પ્રસારણનાં અંતમાં જણાવવામાં આવ્યું હતું કે ખેદની વાત છે કે આજના વૈજ્ઞાનિકોએ આ મુદ્દા પર કંઈ જ સંશોધન કર્યું નથી. જો કે ભારતીય વિદ્વાનોએ વેદોનો સંસ્કૃતમાંથી હિંદીમાં અનુવાદ કરીને આ અમૂલ્ય ખજાનાને પ્રકાશમાં લાવવાની મહેનત લીધી છે તેની નોંધ વોઇસ ઓફ અમેરિકાએ લીધી હતી.

: કચ્છમિત્ર તા. ૧૭-૭-૧૯૮૭

# વૈદિક સાહિત્યને પુરસ્કારતા રાજ્યપાલ શ્રી ત્રિવેદી

અમદાવાદ, રવિવાર

વેદ શાસ્ત્રનું જ્ઞાન લોકો સુધી લઈ જવા અને વેદો-ના ઉંડા અભ્યાસ દ્વારા તેના અગાધ અને અપ્રકાશિત જ્ઞાન-રાશિ ઉપર પ્રકાશ પાડવા ગુજરાતના રાજ્યપાલશ્રી રામકૃષ્ણ ત્રિવેદીએ સંસ્કૃત પંડીતોને અનુરોધ કર્યો છે.

ભાગવત-વિદ્યાપીઠ, સોલા ખાતે ગઇકાલે યોજાયેલા એક સમારંભમાં વૈદિક સાહિત્યના ગ્રંથ ''સામવેદ સંહિતા ભાષા ભાષ્ય'' ગ્રંથ ૧ના યોજાયેલા વિમોચન વિધિ પ્રસંગે શ્રી ત્રિવેદીએ વૈદિક-જ્ઞાન અને અભ્યાસને દેશમાં પુનર્જીવિત કરવા અથાક પુરૂષાર્થ કરવા બદલ સ્વામી દયાનંદ સરસ્વતીને ઉષ્માભરી અંજલિ આપી હતી અને જણાવ્યું હતું કે વેદ-સાહિત્ય ભારતીય સંસ્કૃતિનો મૂળભૂત પાયો છે.

આ પ્રકારના સામવેદના પ્રગટ થનારા કુલ ચાર ગ્રંથોમાં પ્રથમ એવા આ ગ્રંથનું સંપાદન અને તેની ગુજરાતી ટીકા જાણીતા સંસ્કૃત વિદ્વાન આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડીતે તૈયાર કરી છે.

આ પ્રસંગે ભાગવત વિદ્યાપીઠ દ્વારા પ્રશસ્તિ-પત્ર અર્પણ કરીને રાજ્યપાલશ્રીનું રાષ્ટ્ર પ્રત્યેની તેમની સેવાઓ બદલ બહુમાન પણ કરવામાં આવ્યું હતું.

(ગુજરાત સમાચાર) તા. ૨૨-૬-૮૭

# आर्यसमाज के नियम

१—सब सत्यविद्या और जो पदार्थ विद्या से जाने जाते हैं उन सबका आदि मूल परमेश्वर है ।

२—ईश्वर सच्चिदानन्दस्वरूप, निराकार, सर्वशक्तिमान, न्यायकारी, दयालु, अजन्मा, अनन्त, निर्विकार, अनादि, अनुपम, सर्वाधार, सर्वेश्वर, सर्वव्यापक, सर्वान्तर्यामी, अजर; अमर, अभय, नित्य, पवित्र और सृष्टिकर्त्ता है उसी की उपासना करनी योग्य हैं ।

३—वेद सब सत्य विद्याओं का पुस्तक है । वेद का पढ़ना-पढ़ाना और सुनना-सुनाना सब आर्यों का परम धर्म है ।

४—सत्य के ग्रहण करने और असत्य के छोड़ने में सर्वदा उद्यत रहना चाहिए ।

५—सब काम धर्मानुसार अर्थात् सत्य और असत्य को विचार करके करने चाहिये ।

६ संसार का उपकार करना इस समाज का मुख्य उद्देश्य है, अर्थात् शारीरिक आत्मिक और सामाजिक उन्नति करना ।

७—सबसे प्रीतिपूर्वक धर्मानुसार यथायोग्य वर्तना चाहिए ।

८—अविद्या का नाश और विद्या की वृद्धि करनी चाहिए ।

९—प्रत्येक को अपनी ही उन्नति में सन्तुष्ट न रहना चाहिए किन्तु सबकी उन्नति में अपनी उन्नति समझनी चाहिए ।

१०—सब मनुष्यों को सामाजिक सर्वहितकारी नियम पालने में परतन्त्र रहना चाहिए और प्रत्येक हितकारी नियम में सब स्वतन्त्र रहें ।